# કવિતા વિનોદ

નર્મદ-દલપત યુગમાં લખાયેલી કવિતામાંથી પસંદ
કરી બનાવવામાં આવેલો સંગ્રહ.




તૈયાર કરનાર

**હિમ્મતલાલ ગણેશજી અંજારિયા**

એમ. એ. એલએલ. બી.

કાવ્ય માધુર્ય, સંગીત મંજરી, પદ્યસંગ્રહ, મધુબિન્દુ
વગેરે તૈયાર કરનાર

તથા

સાહિત્ય પ્રવેશિકા, શિક્ષણ ચંદ્રિકાના લેખક.





પહેલી આવૃત્તિના મુખ્ય અને એકલા એજન્ટ.

**મંગળદાસ હરકીશનદાસ.**

પુસ્તકો પ્રકટ કરનાર અને વેચનાર, સુરત.

સંવત ૧૯૮૨ ઈ. સ. ૧૯૨૬.

કિમ્મત [illegible] ૨=૫૦

છાપનાર

**નટવરલાલ મૂળચંદ વીમાવાળા.**

'ગાંડીવ' છાપખાનું, કેળાંપીઠ, **સુરત.**



પ્રકટ કરનાર

**હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.**

મુંબઇ મ્યુનિસિપલ ગુજરાતી શાળાઓના

સુપ્રીન્ટેન્ડન્ટ, ભૂલેશ્વર મારકીટ.

કાલબાદેવી, **મુંબઇ નં. ૨.**

# પ્રસ્તાવના

ગુજરાતી કાવ્ય સાહિત્યના વાંચનમાં રસ લેવાની શરૂઆત ઈ. સ. ૧૮૯૫માં થયા પછી હળવે હળવે, પણ એક વિદ્યાર્થીની નિષ્ઠાથી, બને તેટલું બધું વાંચી લેવાની વૃત્તિ ઉત્પન્ન થઇ. તે વખતે કાવ્ય સાહિત્યના કેટલાક પ્રદેશો તરફ જનસમાજ અને સુશિક્ષિત નવીન વિદ્વદ્ વર્ગ બંને ઠીક સદ્ભાવ ધારણ કરી રહ્યા હતા—પરંતુ માતૃભાષા તરફના દુર્લક્ષને લીધે નવીન શિક્ષિત વર્ગ, સુશિક્ષિત વિદ્વદ્વર્ગના માતૃભાષાના પ્રયાસોથી બહુ જાણીતો નહોતો, બહુ જાણવા દરકાર પણ કરતો નહોતો. આથી ઓગણીસમી સદીનાં છેલ્લાં દશ પંદર અને વીસમી સદીની શરૂઆતનાં વર્ષોમાં ગુજરાતી ભાષામાં જે કાવ્ય સાહિત્ય પ્રગટ થયું હતું તેની તરફ દૃષ્ટિ પણ ઘણા થોડાની હતી; ઘટતી કદર થવાની તો વાત જ ક્યાં રહી ?

કાવ્ય સાહિત્યના વાંચનના પરિણામે એમ તો સ્પષ્ટ જણાયું કે એ સંમસ્ત સાગરને ડહોળવા અને તેમાંથી મનગમતો આનંદ મેળવવા જો શિક્ષિત વર્ગને પ્રવૃત્તિમાન કરવો હોય તો તે સાગરમાં કેવાં કેવાં રત્નો છે એ બતાવી આપવું જોઇએ. એ રત્નોની પસંદગી જો એવી થઇ શકે કે દરેકે દરેક વાચક નહિં, તો પણ વાચકનો મોટો સમુદાય તેનું પાણી પારખી શકે, તેની કિમ્મતની કદર કરી શકે, પોતાના ઘરમાં અને કંઠમાં રાખવા જેવી મૂલ્યવાન વસ્તુ છે, એમ જોઇ શકે, તો તો શિક્ષિત વર્ગને તે તરફ આકર્ષવા વધારે ચિંતા કરવાની જરૂર રહે નહિં. જૂના કવિઓ માટે પરંપરાપ્રાપ્ત સદ્ભાવ થોડાક પ્રમાણમાં તો હયાત હતોજ, એટલે તે કવિઓ માટે બહુ ઉતાવળની જરૂર ન ગણાય. પણ નવીન લેખકોની પ્રવૃત્તિ તરફ જનસમાજ તો ઉદાસીન હતો, એટલુંજ નહિ, પણ જુવાન શિક્ષિત વર્ગ પણ બેપરવા હતો. તેથી તે લેખકોની ગુજરાતી ભાષા માટેની સેવા જુવાન

વર્ગ પાસે જેમ બને તેમ જલદી રજુ કરવાની જરૂર જણાઇ. નવીન લેખકોની નવીન શિક્ષિત વર્ગ પાસે જેમ જલદી કદર કરાવી શકાય તેમ સારૂં એવા લોભથી નવીન લેખકોનાં લખાણમાંથી પસંદગી કરીને એક સંગ્રહ પહેલાં બહાર પાડવા વિચાર થયો, અને પરિણામે ઇ. સ. ૧૯૦૩ માં 'કાવ્ય માધુર્ય' છપાયું. તે સંગ્રહ તૈયાર કરતી વખતે પણ, સમસ્ત કાવ્ય સાહિત્યમાંથી ચુંટી કાઢેલા કાવ્યોના સંગ્રહો બહાર પાડવાની કલ્પના તો હતીજ: નવીન યુગનાં કાવ્યોમાંથી પસંદ કરી કાવ્ય-માધુર્ય, નર્મદ–દલપત યુગમાંનાં કાવ્યોમાંથી પસંદ કરી કવિતા **વિનોદ** અને જૂના કવિઓનાં કાવ્યોમાંથી પસંદ કરી **કાવ્યનવનીત** (બે કે વધારે ભાગમાં) તૈયાર કરવાનું નક્કીજ કરી રાખ્યું હતું. નવીન યુગમાં લખાયેલા કાવ્યોમાંથો **કાવ્યમાધુર્ય** અને **સંગીતમંજરી** એમ બે સંગ્રહ બહાર પાડયા પછી **કવિતાવિનોદ** પ્રકટ કરતાં કરતાં તો આખી એક વીશી પસાર થઇ ગઇ! આટલે વર્ષે પણ **કવિતાવિનોદ** બહાર પાડવાનું બની શકયું એ મારે માટે સદ્ભાગ્ય સમજું છું. પ્રભુ કૃપા હશે તો **કાવ્યનવનીત** માટેનો વિચાર પણ અમલમાં મૂકવાનું બની શકશે,

**કાવ્યમાધુર્ય**ને વખતે દેશકાળની સ્થિતિ જૂદી હતી. નવીન લેખકોની ખરી કિમ્મત થઇ શકી નહોતી. જનસમાજ નવીન કાવ્ય પ્રવૃત્તિ તરફ બેદરકાર હતો; નવીન શિક્ષિત વર્ગનો મોટો ભાગ માતૃભાષા લાટે જ્ઞાનહીન, માનહીન, અભિમાનહીન હતો; અંગ્રજીનો મોહ દેશ સમસ્તને આંજી રહ્યો હતો. વિદ્વાન લેખકો જે ભાષાસેવા અને તે દ્વારા દેશસેવા કરી રહ્યા હતા તે તરફ ઘણા થોડાની દૃષ્ટિ હતી. આવી સ્થિતિમાં નવીન કાવ્યો તરફ આકર્ષણ કરવા માટે જરૂરનું હતું કે નવીન લેખકોની કૃતિમાંથી એવી પ્રસાદી રજુ થવી જોઇએ કે તે જનસમાજમાં, અને ખાસ કરી નવીન શિક્ષિત વર્ગમાં ભાષા માટે અભિરૂચિ ઉત્પન્ન કરી શકે. એ ફરજમાં **કાવ્યમાધુર્ય** કેટલે અંશે કૃતકૃત્ય થયેલ છે એ વિષે મત પ્રદર્શિત કરવો એ આ લેખ-

કનું કામ ન કહેવાય—પણ એટલું તો તુર્તમાંજ આ લેખકને પણ લાગ્યું કે જનસમાજને આકર્ષી રહેલ નાટકો અને બીજી કૃતિઓમાં સંગીતની જે પ્રસાદી ગુજરાતને મળી રહી હતી તેમાંથી પણ કાંઇક સંગ્રહ કરાય તો નવીન લેખક સમસ્તને જનસમાજ આગળ પૂરેપૂરી રીતે રજુ કર્યાનો સંતોષ મેળવી શકાય. તેવો સંતોષ મેળવવા માટે ‘સંગીત મંજરી’ નામનો સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો.

કાવ્યમાધુર્યમાં ઇ. સ. ૧૯૦૯ સુધીનાજ લેખો અને લેખકોમાંથી પસંદગી કરવાનું રાખ્યું. ત્યાર પછીના લેખોની પ્રસાદી ઇલાયદા સંગ્રહથીજ રજુ કરવાનું ધાર્યું છે. પરિચિત થયેલા એક પુસ્તકના સ્વરૂપમાં વારંવાર ફેરફાર કરવાથી તેના વાચકોને કાં તો દરેક આવૃત્તિ વખતે નકલ વસાવવી પડે, અને નહિં તો પોતાની પાસે હોય તે આવૃત્તિથીજ પરાણે સંતોષ માની લેવો પડે. આવી અરૂચિકર સ્થિતિ ઉત્પન્ન કરવાને બદલે ૧૯૦૯ સુધીનાંજ લખાણોમાંથી પસંદગી કરી, કાવ્યમાધુર્યનું સ્વરૂપ તેનું તેજ કાયમ રાખી, ત્યાર પછીના લખાણોમાંથી અનુકૂળ અને યોગ્ય સમયે એક અનુપૂર્તિ રૂપ ઇલાયદો સંગ્રહ જ તૈયાર કરવો એવો વિચાર રાખ્યો. આવો સંગ્રહ તૈયાર કરવા માટે હવે ઠીક ઠીક સામગ્રી તૈયાર છે અને પ્રભુ ઇચ્છા હશે તો તે કામ હાથમાં લેવા ધાર્યું છે; પણ તે પહેલાં આ ‘કવિતા વિનોદ’ થોડા વખત થયાં તૈયાર પડેલો હોઇ પ્રકટ કરી દેવાનું બન્યું તેથી તે તક સ્વીકારાઇ છે.

કવિતાવિનોદ નર્મદદલપત યુગમાંનાં કાવ્યોમાંથી પસંદ કરેલાંનો સંગ્રહ છે એ તો ઉપર કહેવાઇ ગયું છે. કાવ્યમાધુર્ય કરતાં આ સંગ્રહ જૂદીજ પ્રતિનો થાય એ તો દેખીતુંજ છે. નર્મદદલપતયુગ પછીના લખનારાઓમાં જે વિદ્વત્તા હતી, જે સંસ્કાર હતા, જે ભાવનાઓ હતી, તે બધાના ઉગવા માટે અનુકૂળ ભૂમિજ માત્ર નર્મદ-

વર્ગ પાસે જેમ બને તેમ જલદી રજુ કરવાની જરૂર જણાઇ. નવીન લેખકોની નવીન શિક્ષિત વર્ગ પાસે જેમ જલદી કદર કરાવી શકાય તેમ સારૂં એવા લોભથી નવીન લેખકોનાં લખાણમાંથી પસંદગી કરીને એક સંગ્રહ પહેલાં બહાર પાડવા વિચાર થયો, અને પરિણામે ઇ. સ. ૧૯૦૩ માં 'કાવ્ય માધુર્ય' છપાયું. તે સંગ્રહ તૈયાર કરતી વખતે પણ, સમસ્ત કાવ્ય સાહિત્યમાંથી ચુંટી કાઢેલા કાવ્યોના સંગ્રહો બહાર પાડવાની કલ્પના તો હતીજઃ નવીન યુગનાં કાવ્યોમાંથી પસંદ કરી કાવ્યમાધુર્ય, નર્મદ–દલપત યુગમાંનાં કાવ્યોમાંથી પસંદ કરી **કવિતા વિનોદ** અને જૂના કવિઓનાં કાવ્યોમાંથી પસંદ કરી **કાવ્યનવનીત** (બે કે વધારે ભાગમાં) તૈયાર કરવાનું નક્કીજ કરી રાખ્યું હતું. નવીન યુગમાં લખાયેલા કાવ્યોમાંથી **કાવ્યમાધુર્ય** અને **સંગીતમંજરી** એમ બે **સંગ્રહ** બહાર પાડ્યા પછી **કવિતાવિનોદ** પ્રકટ કરતાં કરતાં તો આખી એક વીશી પસાર થઇ ગઇ! આટલે વર્ષે પણ **કવિતાવિનોદ** બહાર પાડવાનું બની શક્યું એ મારે માટે સદ્ભાગ્ય સમજું છું. પ્રભુ કૃપા હશે તો **કાવ્યનવનીત** માટેનો વિચાર પણ અમલમાં મૂકવાનું બની શકશે,

**કાવ્યમાધુર્ય**ને વખતે દેશકાળની સ્થિતિ જૂદી હતી. નવીન લેખકોની ખરી કિમ્મત થઇ શકી નહોતી. જનસમાજ નવીન કાવ્ય પ્રવૃત્તિ તરફ બેદરકાર હતો; નવીન શિક્ષિત વર્ગનો મોટો ભાગ માતૃ ભાષા લાટે જ્ઞાનહીન, માનહીન, અભિમાનહીન હતો; અંગ્રજીનો મોહ દેશ સમસ્તને આંજી રહ્યો હતો. વિદ્વાન લેખકો જે ભાષાસેવા અને તે દ્વારા દેશસેવા કરી રહ્યા હતા તે તરફ ઘણા થોડાની દૃષ્ટિ હતી. આવી સ્થિતિમાં નવીન કાવ્યો તરફ આકર્ષણ કરવા માટે જરૂરનું હતું કે નવીન લેખકોની કૃતિમાંથી એવી પ્રસાદી રજુ થવી જોઇએ કે તે જનસમાજમાં, અને ખાસ કરી નવીન શિક્ષિત વર્ગમાં ભાષા માટે અભિરૂચિ ઉત્પન્ન કરી શકે. એ ફરજમાં **કાવ્યમાધુર્ય** કેટલે અંશે કૃતકૃત્ય થયેલ છે એ વિષે મત પ્રદર્શિત કરવો એ આ લેખ-

કનું કામ ન કહેવાય–પણ એટલું તો તુર્તમાંજ આ લેખકને પણ લાગ્યું કે જનસમાજને આકર્ષી રહેલ નાટકો અને બીજી કૃતિઓમાં સંગીતની જે પ્રસાદી ગુજરાતને મળી રહી હતી તેમાંથી પણ કાંઇક સંગ્રહ કરાય તો નવીન લેખક સમસ્તને જનસમાજ આગળ પૂરેપૂરી રીતે રજુ કર્યાનો સંતોષ મેળવી શકાય. તેવો સંતોષ મેળવવા માટે 'સંગીત મંજરી' નામનો સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો.

કાવ્યમાધુર્યમાં ઇ. સ. ૧૯૦૯ સુધીનાજ લેખો અને લેખકોમાંથી પસંદગી કરવાનું રાખ્યું. ત્યાર પછીના લેખોની પ્રસાદી ઇલાયદા સંગ્રહથીજ રજુ કરવાનું ધાર્યું છે. પરિચિત થયેલા એક પુસ્તકના સ્વરૂપમાં વારંવાર ફેરફાર કરવાથી તેના વાચકોને કાં તો દરેક આવૃત્તિ વખતે નકલ વસાવવી પડે, અને નહિં તો પોતાની પાસે હોય તે આવૃત્તિથીજ પરાણે સંતોષ માની લેવો પડે. આવી અરૂચિકર સ્થિતિ ઉત્પન્ન કરવાને બદલે ૧૯૦૯ સુધીનાંજ લખાણોમાંથી પસંદગી કરી, કાવ્યમાધુર્યનું સ્વરૂપ તેનું તેજ કાયમ રાખી, ત્યાર પછીના લખાણોમાંથી અનુકૂળ અને યોગ્ય સમયે એક અનુપૂર્તિ રૂપ ઇલાયદો સંગ્રહ જ તૈયાર કરવો એવો વિચાર રાખ્યો. આવો સંગ્રહ તૈયાર કરવા માટે હવે ઠીક ઠીક સામગ્રી તૈયાર છે અને પ્રભુ ઇચ્છા હશે તો તે કામ હાથમાં લેવા ધાર્યું છે; પણ તે પહેલાં આ 'કવિતા વિનોદ' થોડા વખત થયાં તૈયાર પડેલો હોઇ પ્રકટ કરી દેવાનું બન્યું તેથી તે તક સ્વીકારાઇ છે.

કવિતાવિનોદ નર્મદદલપત યુગમાંનાં કાવ્યોમાંથી પસંદ કરેલાંનો સંગ્રહ છે એ તો ઉપર કહેવાઇ ગયું છે. કાવ્યમાધુર્ય કરતાં આ સંગ્રહ જૂદીજ પ્રતિનો થાય એ તો દેખીતુંજ છે. નર્મદદલપતયુગ પછીના લખનારાઓમાં જે વિદ્વત્તા હતી, જે સંસ્કાર હતા, જે ભાવનાઓ હતી, તે બધાના ઉગવા માટે અનુકૂળ ભૂમિજ માત્ર નર્મદ-

દલપતયુગમાં તૈયાર થતી હતી—એટલે નર્મદદલપતયુગની કાવ્યસમૃદ્ધિ હાલના નવીન સંસ્કારભર્યાં વાચક વર્ગને તો બહુ નજીવી લાગે તેવી છે. તોપણ ગુજરાતી કાવ્યભંડારનો અભ્યાસ કરવા ઇચ્છનારને તો તે યુગની કવિતાનું વાંચન અનિવાર્ય છે એટલુંજ નહિં, પણ ગુજરાતી કાવ્યકૃતિઓનો શોખ ધરાવનાર પણ તેમાંથી કેટલીક રસથી વાંચે અને તે વાંચનથી આનંદ અને જ્ઞાન મેળવે એવી છે.

એક તરફથી જેમ 'નવીન' યુગનાં કાવ્યોથી નર્મદદલપત-યુગની કવિતા જૂદા પ્રકારની છે તેમ બીજી તરફથી જૂના કવિઓ અને તેમાં છેલ્લા ગણાતા દયારામના કાવ્યહેતુ અને કાવ્ય વસ્તુથી નર્મદ દલપતયુગની કાવ્ય કૃતિઓના હેતુ અને વસ્તુના પ્રકારમાં ઘણો તફાવત છે. દયારામ પછી થનારા નર્મદાશંકર અને દલપતરામ એ બંનેની કવિતાના કારણરૂપ બનતી મનોભાવના દયારામની મનોભાવનાથી એવા જૂદા પ્રકારની છે કે કાવ્યો તદ્દનજ જૂદી રીતનાં થાય તેમાં નવાઇ નહોતી. તેવીજ રીતે જે સંસ્કાર અને જે વિદ્યા નરસિંહરાવના લખાણથી શરૂ થતા યુગમાં દાખલ થયાં તે નર્મદાશંકર દલપતરામના યુગમાં તો માત્ર બીજરૂપેજ અહીંતહીં જોઇ શકાય છે. નર્મદાશંકરના કવિત્વમાં નવા કાવ્યશરીરની ઘટનાનું કાંઇક આછું પાછું સ્વરૂપ જોઇ શકાય છે—દલપતરામની કવિતામાં તો નવા ઘડાયેલા કાવ્યશરીરની ઓળખ પડે તેવું પણ ભાગ્યેજ માલમ પડશે. તોપણ ગુજરાતી કવિતામાં નૂતનત્વ—સંસ્કાર, શૈલી અને વસ્તુ એ બધામાં જે નૂતનત્વ—દાખલ થવા પામ્યું છે તેના અભ્યાસ વખતે દલપતરામની કવિતા પડતી મૂકવા જેવી તો નથીજ.

નર્મદાશંકરની કવિતામાં ખરા કવિત્વની તો આછી આછી રેખાઓજ હોવા છતાં, તે નવીન યુગની કવિતાના પ્રેરક ગણાય છે તે તેની કાવ્યકૃતિ કરતાં તેની દેશદાઝની લાગણી, દેશસેવા માટે તેનો ઉત્સાહ, દેશોન્નતિ માટે તેના પ્રયત્નો, દેશને માટે તેનું અભિ-

માન, અને જે ખરું લાગે તે કહેવા અને તે પ્રમાણે કરવા માટે તેનો આગ્રહ એ ગુણોને લીધે તેની કૃતિમાં જે હૃદય રેડાયું છે તે હૃદયની ઉચ્ચ ભાવનાને લીધેજ. નર્મદાશંકર ગરવી ગુજરાતનો જય માત્ર પોકારવા જ નહિં, પણ ખરી રીતે થએલો જોવા એટલા બધા આતુર હતા કે તેને માટે જે જે રસ્તા તેને જરૂરના લાગ્યા તે બધા જ તેણે પૂર હોંશથી અને સાચા શૂરવીર તરીકે લીધા. તેની બધીજ પ્રવૃત્તિ દેશના હિત ખાતર, દેશને ઉન્નતિની પાયરીએ ચડાવવા ખાતર, મન ચંગા કરી સજ્જ થવાની વીર હાક દેશમાં સંભળાવવા ખાતર હતી; અને તેથીજ તેની કવિતામાં આકર્ષક, તત્ત્વ દાખલ થયું છે. તેટલું હોવા છતાં, તેની કવિતા તેના યુગના વાચકોમાં જેટલી પ્રિય હતી તેટલી પ્રિય સર્વ યુગના વાચકોમાં થઇ રહે તેવી તો નથી જ એમ કહેવામાં નર્મદાશંકરને તેના સ્થાનમાંથી ઉતારી પાડવા જેવું તો કશુંજ નથી.

નર્મદાશંકરની પોતાની જ કવિતામાં ખરા કવિત્વના ઉંચા અંશો અલ્પ પ્રમાણમાં હતા, એટલે તેના અનુયાયીઓ—જે તેને જ પોતાના આદર્શરૂપ ગુરૂ માનતા તેમનામાં તો તેથી પણ ઓછું ઓછું કવિત્વ હોય એ સ્વાભાવિક જ ગણાય. વિજ્યાશંકર અને મધુવચરામ એ તો નર્મદાશંકરના અંતેવાસી શિષ્યો જેવા હતા; એ બંનેએ કાવ્યમાં અને ગદ્યમાં ઠીક ઠીક લખાણથી ગુજરાતી વાંચન રજુ કરવા પ્રયત્ન કર્યો છે; પરંતુ તે લખાણ તત્કાળ કીર્તિજ પામી હાલ તો ભૂલાઇ ગયા જેવાં જ થઇ રહ્યાં છે.

દલપતરામમાં પણ ઉચ્ચ પ્રતિના કવિત્વના અંશો તો થોડા જ છે; તો પણ તેની કવિતામાં સરળતા, સુષ્ઠુ વિચાર, સામાન્યમાં સામાન્ય જ્ઞાનવાળા વાચકને પણ રૂચિકર થઈ પડે તેવી શબ્દ મીલાવટ અને ઘરગથ્થુ અલંકારો સારા પ્રમાણમાં હોઇ, તે કવિતા ગુજરાતી

ભાષામાં ચિરંજીવ થશે અને સદાપ્રિય રહેશે એમ તો લાગે છે. સાહિત્યના શોખીનોમાં જૂદી જૂદી કોટિના વાચકો હોય છે, અને દલપતરામને સાધારણ વિચારોને સાધારણ, પણ મનગમતી, સ્વર વ્યંજનના સુઘટિત સંવાદવાળી વર્ણસગાઇથી સંધાયેલી, અને સમજવા માટે મહેનત ન પડે તેવી સહેલી ભાષામાં એવા તો અકૃત્રિમ પ્રવાહથી પ્રકટ કરવાની કળા પ્રાપ્ત થયેલી છે કે તે લખે છે તેમ તેની કવિતા 'જનમનરંજન' થઇ પડે છે. તે જન સાહિત્ય રસનો આસ્વાદ લેવામાં જો ઉંચી કોટિનો હોય તો તેનું મન એક વખત રંજન થયા પછી બહુ વાર આકર્ષાયેલું ન રહે એ ખરૂં-પરંતુ તે કવિતામાં એક વાર તો રંજન કરવા જેટલો ગુણ અવશ્ય છે-અને ગુજરાતી ભાષાના અભ્યાસ ક્રમમાં અમુક શ્રેણીઓમાં—દશ બાર વરસનાં બાળક બાળકીઓની શ્રેણીઓમાં તો—દલપતરામ ખરેખર મૂલ્યવાન ખજાનો ગણાશે.

દલપત ચરણના અનુયાયીઓમાં બુલાખીરામનાં કાવ્યકૌસ્તુભ હજી ક્યાંક ક્યાંક વંચાતાં માલમ પડશે, ભવિષ્યમાં કદાચ કાંઇક વધારે પ્રચલિત અને પ્રિય થાય એવો તે બે ભાગો માટે સંભવ છે. કવિ ભવાનીશંકર નરસિંહરામ, વલ્લભદાસ પોપટ, સવિતા નારાયણ, વલ્લભજી હરિદત્ત વગેરે ઘણા લેખકો નર્મદદલપતયુગમાં પોતપોતાની કૃતિઓથી તે વખતના ગુજરાતી વાચકોને નવાજી ગયા છે; પરંતુ આપણી માતૃભાષા માટેની કાળજીની ઓછપ, તથા તે તે લેખકોમાં સર્વકાલીનત્વનો અભાવ; એ બે કારણને લીધે કેટલાક તો માત્ર નામાવશિષ્ટ જ થઇ રહ્યા છે. 'પ્રવાસ વર્ણન'માં માત્ર સાંકેતિક ઉપમાઓ કે એકજ ઘાટીનું સેવન નહિં હોવાથી, અને તેમાં પ્રાસંગિક વિચારોમાં યોગ્યતા, લાગણીમાં કાંઇક સ્વાભાવિકતા અને ભાષા અને શૈલીમાં કાંઇક નવીનતા હોવાથી, તેના લેખક શિવલાલ ધનેશ્વર નર્મદદલપત યુગના સાહિત્યમાં કાંઇક અનુકૂળ ભાત પાડે છે અને તેથી તે હાલ વંચાય છે તેથી પણ વધારે વંચાશે એવો સંભવ રહે છે.

**નવલરામની** કવિતા તદ્દન જૂદાજ પ્રકારની છે. તેણે કવિતામાં થોડુંજ લખ્યું છે, અને તે થોડામાં પણ બાળલગ્ન બત્રીશી તો અમુક કાળમાં, અમુક સમુદાયમાં, અને અમુક વ્યકિતઓને લાગુ પડે તેવું હોઇ તેમાં ઉભરાતી લાગણી, હતાશ થતી દેશપ્રીતિ અને ઈશ્વરની ઘટનાને પણ ઉંધી વાળી દેતી કુબુદ્ધિ માટે થતો રોષ જોમથી અને પીગળાવી નાખે તેવી દુઃખ ભરી પીડાથી ગવાઇ રહ્યો છે; છતાં તે કદાચ કવિતાની ઉંચી કૃતિઓમાં ભાગ્યેજ દાખલ થઈ શકે; 'વીરમતી' નાટકમાંનાં કાવ્યો બાદ કરીએ એટલે **નવલરામના** કવિત્વનાં દર્શન માત્ર **નવલ** ગરબાવળીમાં જ કરવાનાં રહે છે. પરંતુ તે એકમાં પણ સારી કવિતાના અંશો એવા પ્રકટપણે અને સુંદર સ્વરૂપે ભર્યા છે કે તે નાનો કાવ્યસંગ્રહ પણ **નવલરામના** ઉચ્ચ કવિત્વને સદાકાળ **સુજ્ઞાત** રાખશે.

**નર્મદ**દલપતયુગમાં કવિતા પુષ્કળ લખાતી હતી, વંચાતી હતી, અને પ્રશંસા પણ પામતી હતી, છતાં આજે તે કાળની કવિતામાંથી ઘણી થોડી જ વાચકોને આકર્ષી શકે છે. **નર્મદ** અને દલપતની કવિત્વ શકિત માટે પણ આજે કોઇકજ વિવેચક બહુ ઉત્સાહભરી કલમથી લખી શકે છે. તેવું થાય તેમાં નવાઇ પણ નહિં. દેશમાં વાંચનશોખ જ્યારે જ્યારે વધી પડે છે ત્યારે ત્યારે લખાણોનો રાફડો ફાટી નીકળે છે. કુદરતનો જ તે ન્યાય છે. અમુક વસ્તુની જરૂર ઉભી થઇ કે તે માટે પ્રયાસો પણ સાથે લાગ્યાજ શરૂ થાય. વાંચનના શોખ સાથે લખાણની પ્રવૃત્તિ ઉત્તેજીત થાય છે, અને દેશકાળના વાતાવરણ પ્રમાણે પુસ્તકો રચાવા લાગે છે. તત્કાલને માટે તે ગમે તેટલાં ઉપયોગી અને ખોટ પૂરી પાડનારાં ગણાતાં હોય તોપણ તેવા સમયમાં લખાયેલાં સઘળાં જ પુસ્તકો એક સરખું આયુષ્ય ભોગવી શકતાં નથી: યુગયુગની પ્રવૃત્તિઓ યુગનો ફેરફાર થતાં ઓછી વધારે પ્રિય બનતી જાય છે. અલબત્ત, આ કથન તો માત્ર તત્કાલોપયોગી સાહિત્ય માટે જ સત્ય છે.

ખરા પ્રતાપશાળી વિચારકો અને પ્રભાવશાળી લેખકો પોતાના યુગની અસરોથી પર થઇ, સનાતન લેખો આપી જાય છે, અને તેમાંથી કોઇક તો પોતાના યુગમાં સંમાનિત તો નહિં, પણ સુજ્ઞાત પણ નથી હોતા. કોઇક યુગના વાતાવરણથી એટલા આગળ વધેલા હોય છે કે સમકાલીન વાચકો તેની કિમ્મત કે કદર કાંઇ કરી શકતા નથી. આમ દરેક યુગમાં દરેક દેશમાં બનતું આવ્યું છે. પરંતુ 'કાળ' ખરી કદર કર્યા વગર રહેતો નથી. જેમ જેમ કાળ વહ્યો જાય છે તેમ તેમ કદરની કસોટી વધારે સાચાં પરિણામ જાહેર કરતી જાય છે. નર્મદદલપત યુગમાં લખાયેલી કવિતાને પણ આ પ્રમાણે કાળની કસોટીએ ચડવાનું છે. તે કસોટી કેટલી અને કઇ કવિતાને લાંબું આયુષ્ય આપશે એ કાળ જ કહી શકશે. યુગયુગની ભાવના ફરતી રહે છે તે પ્રમાણે હાલની કસોટીએ કસેલી કવિતાઓ કદાચ બીજા યુગની જૂદી પ્રતિની ભાવના આગળ ઓછી કે વધારે સત્ત્વભરી ઠરે એ બનવા જોગ છે. છતાં જેમ સનાતન સત્યો સર્વ કાળે અને સર્વ દેશે એકરૂપ અને સર્વમાન્ય હોય છે તેમ સનાતન કવિતા પણ સર્વકાળે અને સર્વ દેશે સર્વમાન્ય બની રહે છે, અને તેવી કવિતા કોઇ કોઇ વાર સર્વપ્રિય નથી હોતી છતાં તેનો રસ લેનાર અને તેની કદર કરનાર દરેક યુગમાં કોઇક તો નીકળી આવે છેજ.

આવી 'સનાતન કવિતા' ની પણ કદર અને કિમ્મત દરેક યુગમાં બરાબર ન થાય એવું બને છે. સાધારણ કવિતા માટે તો મતભેદ હમેશાંજ રહેવાનો. જૂદા જૂદા યુગની કવિતાની કદરમાં ભેદ રહે છે એટલુંજ નહિં, પણ એક જ યુગમાં પણ વાચકની રસદષ્ટિના પ્રમાણમાં કવિતાની કિમ્મત જૂદી જૂદી જ અંકાવાની. આવો મતભેદ રહે એ માત્ર સ્વાભાવિક જ છે. પરંતુ તેવા મતભેદમાં પણ **सतां अंतःकरणम् प्रमाणम्** એ ન્યાય સ્વીકારવાથી જ તત્કાલનિર્ણય પર આવી શકાશે.

નર્મદદલપત યુગમાં લખાયેલી કવિતામાંથી "સનાતન કવિતા"નો સમૂહ કેટલો છે એ ચર્ચાને અત્યારે ઉપસ્થિત નહિં કરતાં, માત્ર એટલુંજ જણાવવાની જરૂર છે કે આ સંગ્રહ જેને અંગ્રેજીમાં representative કહે છે તેવો નથી;–એટલે કે નર્મદદલપતયુગમાં સારા સારા ગણાયેલા લખનારાઓ, જેમણે પુષ્કળ લખ્યું હોય અને તેથી જેઓ તે સમયમાં સારી પેઠે વંચાયા હોય અને સારૂં માન પામ્યા હોય તેવા દરેકેદરેકની નમુનારૂપ કૃતિ લઇ, તે સમયના પ્રતિનિધિરૂપ સર્વ લેખકોને સ્થાન આપી, તેમની સારામાં સારી કવિતા લઇ, આ સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો નથી. પરંતુ તે સમયમાં લખાયેલી કવિતામાંથી આજે જે સારી લાગે, તે સમયના વિચારોને સમજાવવામાં જે કવિતા આજે પણ ઉપયોગી કામ કરી શકે, તે સમયની કવિતામાંથી ઉંચી કવિતા માટેના પ્રયાસોમાં જે જે સફળ થયેલા લાગે, તે સમયની કાવ્યસમૃદ્ધિમાંથી લાંબો કાળ ટકી શકે એવી વાનકી જે આપી શકે, તેવીજ કવિતાનો સંગ્રહ આંહિં રજુ કરવામાં આવ્યો છે. અને જોકે કાંઇ કાંઇ કારણોને લીધે કયાંક કયાંક સંકોચ રાખવાની જરૂર પડી છે, તોપણ એકંદરે ઉપરનું ધોરણ યથાશક્તિ ધ્યાનમાં રાખવામાં આવ્યું છે.

આ સંગ્રહને ઉપર લખેલી ધારણા પ્રમાણે તૈયાર કરવામાં મદદરૂપ થનારા લેખકો, પ્રકાશકો, અને સૂચના આપનાર મિત્રોનો જાહેર રીતે ઉપકાર માનવાની ફરજ સમજું છું. ખાસ કરીને ધી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ દલપત કાવ્યમાંથી માગણી પ્રમાણે બધાં કાવ્યો લેવાની પરવાનગી આપી છે માટે તેનો, ધી ગુજરાતી પ્રેસના માલેકો વતી રા. મણિલાલ ઇચ્છારામ દેશાઇએ નર્મદ કવિતામાંથી પંદર કાવ્યો લેવાની પરવાનગી આપી છે તે માટે તેનો, અને બીજા પણ પ્રકાશકોએ–ઉદાર બુદ્ધિથી આ પ્રયાસમાં મદદ કરી છે તે સૌનો ઉપકાર થયો છે. તેમજ પુસ્તકો પ્રકટ કરનાર અને વેચનાર ભાઇ મંગળદાસ હરકિસનદાસે

પ્હેલી આવૃત્તિના મુખ્ય અને એકલા એજન્ટ તરીકે કામ કરવાનું માથે લઇ મને જે સરળતા કરી આપી છે તે માટે તેમનો ખાસ ઉપકાર માનું છું.

'પ્રભુ–કૃપા'
**લક્ષ્મીનગર.**
ખાર.
(બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે)
સંવત ૧૯૮૨ ના
આશો વદ ૫.

**હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.**

# કવિતા વિનોદ

## અનુક્રમણિકા


| શીર્ષક | કાવ્યાંક | પૃષ્ઠાંક |
|---|---|---|
| અગ્નિરથ ... ... ... | ૫૨ ... | ૭૬ |
| અફ્ઝુલખાનની કબર પાસે ... | ૨૮ ... | ૩૯ |
| અરે રૂપૈયા રોકડા! ... | ૫૩ ... | ૭૭ |
| અંગ ઉધારનો ઝગડો ... | ૫૭ ... | ૮૩ |
| આમ્રવૃક્ષ અને નૃપ ... | ૫૦ ... | ૭૦ |
| આહા શી ચંદા ... ... | ૧૬ ... | ૨૩ |
| ઈશ્વરનું સ્તવન ... ... | ૨ ... | ૧ |
| ઉપહાર ... ... ... | ૪ ... | ૫ |
| ઋતુરાજ ... ... ... | ૯ ... | ૧૫ |
| કલમ ... ... ... ... | ૭ ... | ૧૦ |
| કવિ કાવ્ય પ્રશંસા ... ... ... | ૬ ... | ૭ |
| કીર્ત્તિગઢ અને પ્રતાપગઢ ... ... | ૨૭ ... | ૩૮ |
| કેશરીને જગદેવ ... ... ... | ૫૮ ... | ૬૮ |
| કોની છે ગુજરાત? ... ... | ૨૪ ... | ૩૨ |
| ક્રોધ વિષે ... ... ... | ૪૯ ... | ૬૯ |
| ક્ષત્રાણીનો રણોત્સાહ ... ... | ૩૬ ... | ૫૦ |
| ખરી ભક્તિનું ફળ ... ... ... | ૭૨ ... | ૧૧૧ |
| ગુણ મહિમા ... ... ... | ૪૭ ... | ૬૦ |
| ગ્રંથ પ્રયોજન ... ... ... | ૫ ... | ૬ |
| ચેત તો ચેતાવું તને રે ... ... | ૬૯ ... | ૧૦૭ |
| જનાવરની જાન ... ... | ૫૯ ... | ૯૨ |
| જયજય ગરવી ગુજરાત ... ... | ૨૩ ... | ૩૧ |

| શીર્ષક | કાવ્યાંક | પૃષ્ઠાંક |
|---|---|---|
| જવાસાને ... ... ... | ૫૫ ... | ૮૦ |
| જાય છે જગત ચાલ્યું રે ... ... | ૭૦ ... | ૧૦૯ |
| ઝટ ઝટ ચાલોજી ... ... | ૩૨ ... | ૪૫ |
| ડગલું ભર્યું કે ના હઠવું ... ... | ૩૩ ... | ૪૭ |
| ડુંગરા દૂર થકી રળીયામણા ... ... | ૫૪ ... | ૭૮ |
| દરિયામાં ચાંદનીની શોભા ... ... | ૧૮ ... | ૨૫ |
| દરિયો કે દરબાર ... ... | ૪૩ ... | ૬૦ |
| દલપત સુભાષિત ... ... | ૫૧ ... | ૭૧ |
| દેશાટન મહિમા ... ... | ૪૬ ... | ૬૬ |
| ધીરે ધીરે ... ... ... | ૪૧ ... | ૫૭ |
| નર્મદ ... ... ... | ૪૫ ... | ૬૩ |
| નવ કરશો કોઇ શોક ... ... | ૭૧ ... | ૧૧૦ |
| પ્રતાપગઢ—તે કાળ અને આ કાળ ... | ૨૬ ... | ૩૫ |
| પ્રતાપગઢનો બાંધનાર ... ... | ૨૯ ... | ૪૧ |
| પ્રીતિ વિષે ... ... | ૬૮ ... | ૧૦૭ |
| પ્રેમચંદાની બલિહારી ... ... | ૧૭ ... | ૨૪ |
| પ્રેમમાં છળભેદ ... ... | ૬૫ ... | ૧૦૩ |
| પ્રેમ શૌર્ય ... ... ... | ૩૯ ... | ૫૫ |
| ફેરફાર થવા વિષે ... ... | ૬૩ ... | ૧૦૦ |
| બ્રહ્મધામ ... ... ... | ૭૪ ... | ૧૧૩ |
| બ્રહ્મબાળો ... ... ... | ૧૦ ... | ૧૭ |
| ભણી ઉતર્યા ... ... ... | ૪૨ ... | ૫૯ |
| ભરૂચથી કબીર વડ જતાં ... ... | ૨૧ ... | ૨૮ |
| મહાબળેશ્વરનો ડુંગરાઉ રસ્તો ... ... | ૨૨ ... | ૨૯ |
| મંગળાચરણ ... ... | ૧ ... | ૧ |
| માઢણુની ગરબી ... ... ... | ૫૬ ... | ૬૨ |

| શીર્ષક | કાવ્યાંક | પૃષ્ઠાંક |
|---|---|---|
| માળાકાર ભૂપાળ ... ... | ૪૪ ... | ૬૧ |
| મુંબઇ ... ... ... ... | ૨૫ ... | ૩૪ |
| મેઘરાયની ચઢાઇ ... ... | ૧૨ ... | ૧૯ |
| રણધીરા રજપૂત ... ... | ૩૫ ... | ૪૯ |
| વખત વિષે ... ... ... | ૬૨ ... | ૯૯ |
| વનમાં ચોમાસું ... ... ... | ૧૩ ... | ૨૦ |
| વનમાં વસંત ... ... ... | ૧૧ ... | ૧૮ |
| વસંત વર્ણન ... ... ... | ૮ ... | ૧૩ |
| વર્ષા ઋતુમાં એક સવારનો દેખાવ ... | ૧૪ .... | ૨૨ |
| વિજય ક્ષમા ... ... ... | ૫૮ ... | ૮૮ |
| વીરમતીને જગદેવ ... ... | ૬૭ ... | ૧૦૬ |
| શરદ પૂનમની રાત ... ... | ૧૫ .... | ૨૩ |
| શૈલ શોભા ... ... ... | ૧૯ ... | ૨૫ |
| સર્જ્ થાઓ ... ... ... | ૩૩ ... | ૪૬ |
| સત્ત્વનું હાસ્ય ... ... ... | ૭૩ ... | ૧૧૨ |
| સવારની શોભા ... ... ... | ૨૦ ... | ૨૭ |
| સંક્રાંતની સવારે આકાશમાં ચગતા કનકવા .... | ૬૦ ... | ૯૪ |
| સાહસ કરવા વિષે ... .... | ૩૧ ... | ૪૪ |
| સુધરો કહેતા પહેલાં સુધરો આપજા .... | ૪૦ .... | ૫૬ |
| સ્ત્રી સ્વરૂપ ... ... ... | ૬૬ .... | ૧૦૬ |
| સ્વતંત્રતા—ખરી હિમ્મત ... ... | ૩૦ .... | ૪૩ |
| સ્વદેશ ઉપર મમતા રાખવા વિષે .... | ૩૮ .... | ૫૩ |
| સ્વદેશ બંધુનું કર્ત્તવ્ય .... .... | ૩૭ .... | ૫૨ |
| સ્વદેશ સ્તોત્ર ... .... .... | ૩ .... | ૨ |
| સ્વભાવ વિષે ... .... .... | ૬૪ .... | ૧૦૨ |
| હરકતમાં બરકત ... .... .... | ૬૧ .... | ૯૭ |



# શુદ્ધિ પત્રક.

| કાવ્ય | પાનું. | કડી અને | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|---|
| ૪ | ૫ | ૧૬ | ૩ | રગે રગે. | રગે રગ. |
| ૬ | ૯ | ૮ | ૧ | સારા કામ | સારાં કામ |
| ૮ | ૧૪ | ૧૦ | ૧ | ઇંદ્રિને હૃદય. | ઇંદ્રિ ને હૃદય |
| ૯ | ૧૫ | ૫ | ૧ | ઝુડે ઝુંકયાં ઝાડે છે. | ઝુડે ઝુકયાં ઝાડ છે. |
| ૯ | ૧૬ | ૬ | ૪ | આશ્ચર્થ | આશ્ચર્ય |
| ૧૩ | ૨૨ | ૧૮ | ૧ | જળ વાવીને | જળ વાળીને. |
| ૨૩ | ૩૧ | ૨ | ૪ | સોમનાથને દ્વારકેશ | સોમનાથ ને દ્વારિ કેશ. |
| ૨૬ | ૩૬ | — | ૩ | ઉંડી ખાણ | ઉંડી ખીણ |
| ૩૦ | ૪૨ | ૨ | ૩ | રાજધર્મ રૂઢિના | રાજ ધર્મ રૂઢિના |
| ૩૦ | ૪૩ | ૬ | ૪ | ગયા હતો | ગયા હતે |
| ૩૦ | ૪૩ | ૮ | ૧ | જે કમાનખ પેઠે | જે કમાનની પઠે |
| ૩૦ | ૪૪ | ૧૧ | ૪ | શ્રેષ્ટ | શ્રેષ્ઠ |
| ૩૯ | ૫૫ | છેલ્લી લીટી પાસે લીટીની સંખ્યા | | | ૪૬ ને બદલે ૧૬. |
| ૪૩ | ૬૦ | ૫ | ૧ | રીઝતો | રીઝે તો |
| ૪૮ | કેશરી ને જગદેવ ને બદલે | | | | કેશરીને જગદેવ. |
| ૫૪ | ૭૯ | ૧૧ | ૧ | પૂરાં પાકવાં રે | પૂરાં પાકવા રે. |
| ૫૭ | ૮૫ | ૨૧ | ૨ | હોઇએ | હોય |
| ૫૮ | ૮૯ | ૧૩ | ૧ | દેવો તો ઉત્તર | દેવો'તો ઉત્તર |
| ૫૯ | ૯૩ | ૧૮ | ૨ | ઉંદરડીને | ઉંદરડી ને |
| ૫૯ | ૯૩ | ૨૦ | ૨ | વેર વાળે કોફ્ડું | વેર વાળે કો ફ્ડું |
| ૬૦ | ૯૬ | — | ૫૧ | મરો ગઇ | મરોડિ ગઇ |
| ૬૧ | ૯૮ | ૨ | ૨ | પરખાઓ | પરખાએ |

સ્ત્રી સ્વરૂપ એ કાવ્યનો અંક ૬૬.

| કાવ્ય | પાનું. | કડી | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|---|
| ૬૬ | ૧૦૫ | ૯ | ૨ | સુગંધિ | સુગંધ |
| ૬૮ | ૧૦૭ | ૪ | ૨ | સુખની ઘડીતે તે | સુખની ઘડી તેને |
| ૭૦ | ૧૦૯ | ૧૦ | ૧ | નવી ન | નવીન |

# કવિતાવિનોદ

## ૧

### મંગલાચરણ.

(ઉપજાતિ વૃત્ત)

વિચિત્ર દેખાવ વિચિત્ર વાણી,
વિચિત્ર પોશાક વિચિત્ર પ્રાણી;
વિચિત્ર આ નાટક વિશ્વ નામ,
પેદા કર્યું તે પ્રભુને પ્રણામ.

દલપતરામ.

## ૨

### ઈશ્વરનું સ્તવન.

(ગરબી)

જે આ જગતને નિભાવે, ભજું તેજ ભાવે;
ખલક પલકમાં બનાવે, ભજું તેજ ભાવે. ૧

ચાહે ત્યારે ઝટ ડુબાવે, ભજું તેજ ભાવે;
તે તો વિશ્વનાથ કહાવે, ભજું તેજ ભાવે. ૨

જે આ સૂર્યને શોભાવે, ભજું તેજ ભાવે;
જે આ ચંદ્રને ચળકાવે, ભજું તેજ ભાવે. ૩

ઘુમટ ગગનનો ટેકાવે, ભજું તેજ ભાવે;
અસંખ્ય ગોળા આ ગબડાવે ભજું તેજ ભાવે. ૪

જડને ધર્મ જે ધરાવે, ભજું તેજ ભાવે;
મનને મુક્તિએ ચઢાવે, ભજું તેજ ભાવે. ૫

જે છે પ્રાણનો આધાર, ભજું તેજ ભાવે;
જે છે સારમાંનો સાર, ભજું તેજ ભાવે. ૬
જે છે ડાહ્યો દયાવંત, ભજું તેજ ભાવે;
જેને નહિંજ આદિ અંત, ભજું તેજ ભાવે. ૭
સકળ શક્તિનો જે ભૂપ, ભજું તેજ ભાવે;
જે છે એકને અનુપ, ભજું તેજ ભાવે. ૮
જે છે અકળ ને અરૂપ, ભજું તેજ ભાવે;
જ્યાં મન વાણી હોય ચુપ, ભજું તેજ ભાવે. ૯
જેને નવલ કવે શુંજ! ભજું તેજ ભાવે;
તું તે તુંજ તુંજ તુંજ, ભજું તેજ ભાવે. ૧૦

નવલરામ.

૩

## સ્વદેશ સ્તોત્ર.

(ગરબી)

મારી ભરત ભૂમિ!
રૂપાળી રઢિયાળી યશાળી, સુશીલ પુનિત,
તારાં ચરણ ચૂમી
આનંદે વંદું જય જય હરદમ નિત્ય. ટેક.
દુનિઆમાં દેશ અનેકજ છે,
સૌ સૌમાં કાંક વિશેષજ છે!
પણ તું તો અલૌકિક એકજ છે!
મારી ભરત ભૂમિ—૧

કોણ આવે હિમાલયની હારે?
કોહિનૂરે અન્ય હીરા હારે;
વણ શેલડિ સરસ સાકર ક્યાંરે?
મારી ભરત ભૂમિ—૨

શી ફળદ્રુપતા સ્થળ સ્થળ સોહે
નવરંગી રમણી મનડાં મોહે,
જાણે વાડી વિશ્વંભરનીજ હોએ,–
મારી ભરત ભૂમિ—૩

સાચે વિશ્વંભરવાલી તું ગાજી,
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી,
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી,
મારી ભરત ભૂમિ—૪

દેખી દુનીયા મરે છે દિલ દાઝી,
પણ ફિકર ન રાખ પ્રભુ તું રાજી,
હાય! હાલ તેની છે ઇતરાજી,
મારી ભરત ભૂમિ—૫

તારો વાંક નથીજ, તથાપિએ,
અમે ભ્રષ્ટ કપુત મૂઢ પાપીએ,
દેવ છેક દુભ્યો! દુભિયે દુજીએ,
મારી ભરત ભૂમિ—૬

મદ આળસ, ઈર્ષા ને અનીતિ,
મતિ મતલબી આંધળી નીચ અતિ;
સુખ સાર્વજનિક સમજે ન રતિ,
મારી ભરત ભૂમિ—૭

જાણી જન્મભૂભક્તિ તો નાચે નહિં,
એક પેટની વેઠ અખંડ લહી,
ઉંચી ઓડ બળદીએ કીધી ન કહીં,
મારી ભરત ભૂમિ—૮

એવા જનને ધિક ધિક ધિક્કજ છે,
કીડી કાગડા એથી તો ઠીકજ છે;
જેને જાતિની દાઝ અધિકજ છે!
મારી ભરત ભૂમિ—૯

હોટેંટાટ કાફીર જે જે કહો,
જંગલીમાં જંગલી જે લોકો;
જન્મભૂમિભજનઅનભિજ્ઞ ન કો-
મારી ભરત ભૂમિ—૧૦

સ્ત્રીઓ પણ અબળા જે બાકી,
તેણે દેશભક્તિ સબળા દાખી;
ઈતિહાસ છેજ એનો સાક્ષી.
મારી ભરત ભૂમિ—૧૧

જન જન્મી જન્મભૂમિ જે ન ચહે,
સૃષ્ટિક્રમવિરૂદ્ધ રાક્ષસ એ,
રે રાક્ષસ રૂડા સ્વપક્ષે રહે.
મારી ભરત ભૂમિ—૧૨

આ ભ્રષ્ટ સંગે ભંડાઇ માતા,
જે જગને સુજનતા મૂળ દાતા;
જેનો જશ જશવંત હજી પણ ગાતા.
મારી ભરત ભૂમિ—૧૩

તું તો સત્વગુણી તત્વજં વેત્તા,-
દેશ દેશથી પંડિત જ્યાં વહેતા;
થઇ શિષ્ય સહોત્સાહે રહેતા.
મારી ભરત ભૂમિ—૧૪

તારાં કાર્ય ત્યારે યવને ભાળ્યાં,
મહા શિળ, નિર્મળ, બુદ્ધિવાળાં;
આ દેવાં કમાડે પડે ન તાળાં.
મારી ભરત ભૂમિ—૧૫

સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય નવલની તું જન્મભૂમિ;
તારી ભક્તિ રગે રગે રહીજ ઘુમી.
મારી ભરત ભૂમિ—૧૬

નવલરામ.

૪

## ઉપહાર.

(ભુજંગી છંદ)

અહો સજ્જનો આ રચું છું રકાબી,
ભરૂં પાન ને ગુચ્છ તોરા ગુલાબી;
પછી તે ધરૂં ભેટ લે આપ પાસે,
પુરો આપનો પામવા પ્રેમ આશે.—૧

કરો કોડ લાવી કૃપાથી સ્વીકાર,
સુગંધી સદા આપને આપનાર;
લઇ આપના મેજને શિર થાપો,
અને મોજમાં આપનો પ્રેમ આપો.—૨

વળી તે વિષે જો જવાહીર જાણો,
વિશેષે કરી મૂલ જેનું વખાણો;
ધરો કંઠમાં તે કરી સારી માળા,
સભા મધ્ય તો શોભશો થૈ રૂપાળા.—૩

દલપતરામ.

## ૫

## ગ્રન્થ પ્રયોજન.

(ઇંદ્રવિજય છંદ)

પ્રીત ધરે પરબ્રહ્મપદે,
વળી નીતિ ધરે સુધરે નરનારી;
તેમજ જેમ વહેમ તજે,
વળી સંપ સજે સમજી સુખકારી;
સર્વ પ્રકાર સુખપ્રદ થાય,
સ્વદેશ તણી સુધરી સ્થિતિ સારી;
પુસ્તક એજ પ્રયોજનથી
રચવા રચના ચિત વાત વિચારી. ૧

( દોહરો )

વિદ્યા વિવિધ પ્રકારની કળા કુશળતા જોગ.
સંપત વધે સ્વદેશમાં વધે વળી ઉદ્યોગ. ૨

(મનહર )

આર્ય ભૂમિ તણું હિત અંતરમાં ઇચ્છું સદા;
આર્ય ભૂમિ તણાં મારાં અસ્થિ અને ચર્મ છે;
મિત્રતા સૌ સાથે થવા મીઠાં મીઠાં વેણ કહું;
એ તો મારાં મોટાં ખરેખરાં ખટ કર્મ છે;
સુધારો વધારી મૂળ કાઢવાં કુધારા તણાં;
ધાર્યો છે મેં તે તો મારો ધંધો તથા ધર્મ છે;
સ્વદેશમાં સંપ વધે કુસંપ કંકાસ ઘટે,
એજ મારા મન વિષે મોટો એક મર્મ છે. ૩

( દોહરો )

અંતરમાં એવું ધરી પુસ્તક કરૂં પ્રકાશ,
દયા કરી નિજ દાસની ઇશ્વર પૂરે આશ.—૪

દલપતરામ.

૬

## કવિ કાવ્ય પ્રશંસા.

(મનહર છંદ)

૧

રાયને બનાવે રંક રંકને બનાવે રાય,
મોટી જેના કૃત્ય તણી ખુબીઓ સુદામ છે;
વારી વાત હેરત કરે છે અવલોકતામાં,
જનહિત કાર્ય જેનાં જાહિર તમામ છે;
મનહર લલિત વિલાસ છંદમાં મચેલો,
મેરૂ જેવા મોટાં કામ બાંધવામાં માત્ર છે;
ઐશ્વર્ય અપાર વિશ્વવંદન બુલાખીરામ,
ઇશ્વર કે કવીશ્વર એવાને પ્રણામ છે.

૨

સેવા સજે સ્નેહ થકી તેને આપે મિષ્ટ રસ,
તનનો ઉતાપ તો તમામ ટાળે પુનિતા;
મળને સકળ હરિ કરે નિરમળ અંગ,
ઉપજાવે લહેર તે હરેક પીડ હરિતા;
પૂરમાં પડેલો મગરૂર દૂર થૈ ન શકે,
સુંદર ને શીતળ સદાય સુખ કરિતા;
ખુબીદાર એહવી ખરેખરી આ ખલકમાં,
ભાસે છે બુલાખી મને કવિતા કે સરિતા.

૩

મનુષ્યના મનરૂપી ખેતરને કેળવીને,
હિતતાનું હળ તેની અંદર તો ધારે છે;
વિવિધ વિદ્યાનાં બીજ વાવે તેની માંહે રૂડાં,
સુનીતિનું સિંચી જળ વૃક્ષને ઉધારે છે;
અનીતિ ઉધેઇ બેસે તેને છાંટે બોધ ક્ષાર,
આસપાસ સુવિચાર વાડને પ્રસારે છે;
અવગુણ રૂપી અન્ય સુડાને ઉડાડી મેલે,
સુકવિ તો કૃષિકારની ગરજ સારે છે.

૪

કોઇ સમે પાતાળમાં પ્રવેશ કરે છે પંડે,
રસાતળ સુધીની ખબર ખોળી લાવે છે;
આકાશમાં આગમન કરે છે બુલાખી ક્યારે,
સૂર્ય શશી કેતુની શોભા તે જોઇ આવે છે;
ગિરિ ગહ્‌વર વન અરણુવ ને અરણ્ય,
પલકમાં પેખી પંડે બીજાને બતાવે છે;
જાદુઆઇ જાલમ બેમાલુમ કવિની કૃતિ,
જાણીને પ્રાણીને તે નવાઇ પ્રગટાવે છે.

૫

મોટા મોટા સુવર્ણના મ્હેલ બાંધે સ્નેહ થકી,
સ્ફટિક ને મોતી થકી ભીંતો શણગારે છે;
માણેક તણા મિનારા પુખરાજના ફુવારા,
અને હીરાના ઓવારા બનાવી બેસારે છે;
ઇંદ્રભુવનથી આણી મુકે અપ્સરાઓ રૂડી,
ક્યારેક વૈકુંઠ આણી અદ્ધર ઉતારે છે;

પૈસા કે પ્રબળનો ન પડે ઉપયોગ તોય,
ભારતીની ભાવના શી કવિ પર ભારે છે !

૬

રજની બતાવે દિને દિનમાં બતાવે રાત,
સાંજરે બનાવી તે સવાર દીલ ઠારે છે;
બપોરે પ્રભાત ભલી ભાત તે બતાવે વળી,
ઉનાળે ચોમાસું કરી અંદેશો નીવારે છે;
રજનું બનાવે ગજ ગજ તણું રજ કરે,
રાસભનું માણસ રૂડું કરી બેસારે છે;
કહે છે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
જાદુગર થકી કવિતાણું જોર ભારે છે.

૭

શરીરનો શણગાર એ તો સારી સુંદરી છે,
રૂડો શણગાર નભતણો તે તો રવિ છે;
દેવળનો શણગાર દેવતણી પ્રતિમા છે,
નૃપતણો શણગાર રાજ્યનીતિ નવી છે;
નરતણો શણગાર એ તો રૂડી નમ્રતા છે,
જાણે ન અજાણ જાણે જેહ અનુભવી છે;
કહે છે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
સ્વદેશનો શણગાર એ તો સારો કવિ છે.

૮

સ્વદેશના સારૂ જે હમેશ સારા કામ રચે,
દેશને વિશેષ બેશ જેહ લાભકારી છે;
ભળાવીને ભાતિ અનીતિથી નિત્ય દૂર રાખે,
સ્વતંત્ર સદાય રહી સુનીતિ સ્વીકારી છે;

૩

મનુષ્યના મનરૂપી ખેતરને કેળવીને,
હિતતાનું હળ તેની અંદર તો ધારે છે;
વિવિધ વિદ્યાનાં બીજ વાવે તેની માંહે રૂડાં,
સુનીતિનું સિંચી જળ વૃક્ષને ઉધારે છે;
અનીતિ ઉધેઇ બેસે તેને છાંટે બોધ ક્ષાર,
આસપાસ સુવિચાર વાડને પ્રસારે છે;
અવગુણ રૂપી અન્ય સુડાને ઉડાડી મેલે,
સુકવિ તો કૃષિકારની ગરજ સારે છે.

૪

કોઇ સમે પાતાળમાં પ્રવેશ કરે છે પંડે,
રસાતળ સુધીની ખબર ખોળી લાવે છે;
આકાશમાં આગમન કરે છે બુલાખી ક્યારે,
સૂર્ય શશી કેતુની શોભા તે જોઇ આવે છે;
ગિરિ ગહ્વર વન અરણ્વ ને અરણ્ય,
પલકમાં પેખી પંડે બીજાને બતાવે છે;
જાદુઆઇ જાલમ બેમાલુમ કવિની કૃતિ,
જાણીને પ્રાણીને તે નવાઇ પ્રગટાવે છે.

૫

મોટા મોટા સુવર્ણના મ્હેલ બાંધે સ્નેહ થકી,
સ્ફટિક ને મોતી થકી ભીંતો શણગારે છે;
માણેક તણા મિનારા પુખરાજના ફુવારા,
અને હીરાના ઓવારા બનાવી બેસારે છે;
ઇંદ્રભુવનથી આણી મુકે અપ્સરાઓ રૂડી,
ક્યારેક વૈકુંઠ આણી અન્દર ઉતારે છે;

પૈસા કે પ્રબળનો ન પડે ઉપયોગ તોય,
ભારતીની ભાવના શી કવિ પર ભારે છે!

૬

રજની બતાવે દિને દિનમાં બતાવે રાત,
સાંજરે બનાવી તે સવાર દીલ ઠારે છે;
બપોરે પ્રભાત ભલી ભાત તે બતાવે વળી,
ઉનાળે ચોમાસું કરી અંદેશો નીવારે છે;
રજનું બનાવે ગજ ગજ તણું રજ કરે,
રાસભનું માણસ રૂડું કરી બેસારે છે;
કહે છે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
જાદુગર થકી કવિતાણું જોર ભારે છે.

૭

શરીરનો શણગાર એ તો સારી સુંદરી છે,
રૂડો શણગાર નભતણો તે તો રવિ છે;
દેવળનો શણગાર દેવતણી પ્રતિમા છે,
નૃપતણો શણગાર રાજ્યનીતિ નવી છે;
નરતણો શણગાર એ તો રૂડી નમ્રતા છે,
જાણે ન અજાણ જાણે જેહ અનુભવી છે;
કહે છે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
સ્વદેશનો શણગાર એ તો સારો કવિ છે.

૮

સ્વદેશના સારૂ જે હમેશ સારા કામ રચે,
દેશને વિશેષ બેશ જેહ લાભકારી છે;
ભળાવીને ભ્રાંતિ અનીતિથી નિત્ય દૂર રાખે,
સ્વતંત્ર સદાય રહી સુનીતિ સ્વીકારી છે;

હોંશીલો હરેક વાતે સંતોષી ને નીરદ્દોષી,
પ્રભુપદ પ્રીતિ રૂડી રીતિ ચિત્ત ધારી છે;
સત્ત્વ ગુણ યુક્ત એહ નૃપના નૃપત્વની ને,
એ કવિના કવિત્વતણી તો બલિહારી છે.

બુલાખીરામ.

## ૭

### કલમ.

(મનહર છંદ)

૧

કલમનું જોર આ વખતમાં વડું છે ભાઈ,
કલમના જોરવાળો જગ જીતી જાય છે;
કલમના લીધે જુઓ કાયદા પામે છે માન,
વકીલ વિશેષ વિદ્વાનમાં મનાય છે;
કલમ કર્યાથી ઉછરે અનેક વૃક્ષ રૂડાં,
કલમ કર્યાથી કર ચોર ગભરાય છે;
કહે છે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
કલમના ઇલમમાં જાદુ કૈં જણાય છે!

૨

કલમનો ઇલમ જો હોય પરિપકવ પાસે,
વશીકરણની પછી એને શી જરૂર છે;
કલમનો ઇલમ જો હોય પરિપકવ પાસે,
એને કલ્પ વૃક્ષ કામધેનુ ક્યારે દૂર છે;
કલમનો ઇલમ જો હોય પરિપકવ પાસે,
તેને કશી વાતે ખોટ કહો તલપૂર છે;

કહે છે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
કલમ તો કોઇ દેવી હાજરાહજૂર છે.

૩

આશપાશ ધારવાળી અને અણીદાર પંડે,
ભોંયરામાં વસવાનો ભાવ કયાં થકી ભણી;
ધણી તણા હાથમાંથી પળ નહીં રહે દૂર,
દેશને દીપાવનારી ,લાયક છે લક્ષણી.
ઘાવમાં ઘાયલ કરી નાખે ગભરાવી જન,
રૂચી રક્તપાન[1] પર જેહની રહે ઘણી;
ગીરદની ગરદમાં મરદી મરદ મૂકે,
કેમ કરવાલ સખી—ના ના સખી લેખણી.

૪

દેશ તણી બુરી દરશાઈ છે દશા વિશેષ,
તોય કેમ દેશી બેશી ખાધા જેવા રહે છે;
અનેક પ્રકારે હક આપણા લેવાયા લુંટી,
લગીર ચીવટ નહીં તોયે કેમ લહે છે;
કરે જો હુકમ અને ધરે કરમાં જો મને,
ચાતુરી બતાવા મારૂં ચિત્ત કાંક ચહે છે;
કહે છે બુલાખીરામ કોવિદને કાને ચઢી,
કાલાવાલા કરીને કલમ[2] એમ કહે છે.

---

'૧ રક્તપાન—લોહી અથવા લાલ શાહીના ખડીઆના પાણીનું' પાન.

૨ કલમ હમેશ કાનની કોર ઉપર મૂકવામાં આવે છે. તે કલમ આ પ્રમાણે કહે છે એવી નંબર ૪–૫ ના કવિતમાં કલ્પના છે.

૫

દેશીઓમાં જાગૃતિનું લોહિ વેવરાવું કે હું,
ભારત ભૂમિને પાછી લાવું ભાઈ ભાનમાં;
સમજાવું સરવના હકને સારી રીતે કે,
તેમને ચઢાવું રણ રંગ કેરા તાનમાં;
સ્વદેશીમાં સંપતણી શોભાને વધારૂં કે હું,
ફટાણા ગાવાનો ચાલ બંધ કરૂં જાનમાં;
કહે છે બુલાખીરામ—સાંભળો સાહેબ તમો,
કોવિદને કલમ પુછે છે વાત કાનમાં.

૬

લખતી નહિં તું કહું અનીતિ તણું લખાણ,
ખુશામત ખોટી પણ લખતી નહિં નકી;
લખતી નહિં તું લોકને લડાવી મારવાને,
લખતી નહિં તું જુઠા લેખ બનીને જકી;
લખજે તું લાયક મતિના રૂડા ગ્રંથ અને,
વફાદાર રહી લખજે તું રાજ્ય લાયકી;
આર્યની કલમ સારી આ શીશ બુલાખી તેમ,
ટેક મધ્યે ટટ્ટુ તારૂં નીભશે સદા ટકી.

૭

ઉઠો આર્ય પુત્રો તમે ધીરજની ઢાલ ધરો,
શાહી રૂપી સૈન્ય સજો સ્નેહ વડે ધસીને;
ટેક તણો ટોપ અને બખતર બુદ્ધિતણું,
વાવટો વિનય રાજ્ય ભક્તિતણો લસીને;
લાયક લખાણ રૂપી કેસરીયાને કુદાવો,
ભુંડાઇ ન ધારો ભ્રષ્ટ વાણી મુખે ભસીને;

કાગળના મેદાનમાં કુદી જોર અજમાવો;
કલમનું હથીયાર યાર તમે કસીને.

બુલાખીરામ.

## ૮

## વસંત વર્ણન

(હોરી)

પચરંગી પટકુળ ધારી
દીપે કુદરત આ રતે ન્યારી. ટેક.

કુમળાં ચળકતાં વૃક્ષે સૃજ્યાં નવ પલ્લવ જૂનાં ઉતારી,
આંબે મોર અથાકજ ઝુકે જાણે કલગીઓ સારી,
વસંતની આવી સવારી—દીપે. ૧

વીંટી વળી વેલી સૌ સૌને વૃક્ષે હસ્ત પ્રસારી,
ફુલના ઝુમખે ઝુમખાં જે પર રંગી બેરંગી અપારી.
ઝુલે ઝાડી ફૂલ ભરી ભારી.—દીપે. ૨

ફૂલ ભરી ડાળો ડોલે ખરે ફૂલ પથરાઇ ફૂલની પથારી,
ભ્રમર હજારો ગુંજાર કરંતા સુગંધિ લેતાં ગયાં હારી,
બધુંજ રહ્યું બ્હેક જ્યાં મારી.—દીપે. ૩

ફૂલ ભરી ડાળો ડોલે, હિંડોળે બેઠાં પોપટ મેના પ્યારી,
ને નવરંગી અવર બહુ પંખી મધુર કરે રવ તારી
કોયલની છે બલિહારી.—દીપે. ૪

કોયલો કૂક કૂકૂ કુક કરી રહે પંચમ સુર અનુસારી,
ઘટ્ટ ઘટામાં પડઘા પડે ને કુંજ દીપી રહી સારી,
મનોહર કામણગારી!—દીપે. ૫

દ્રાક્ષને માંડવે લાખો દરાખો લીલી લોચનઠારી,
કુમળા બપોરના તાપે તૃશ્યાના હાથ લોભાવનહારી,
કંઠે થંડક કરનારી!—દીપે. ૬

ઉગ્યા ગુલાબને આવી ગુલાબી ટાઢની તો હવે વારી,
વાયે સવારમાં મંદ સુગંધિત શીતળ સમીર સુખકારી,
અંગે ઉંમગ વધારી,—દીપે. ૭

રંગ્યા ઉમંગમાં પશુ, પંખી નર નાર કુમાર કુમારી,
સર્વે સજોડે રમે જમે કોડે સર્વ કરે મઝાદારી,
મુખે મીઠી હોરી ઉચ્ચારી.—દીપે. ૮

હોરીના સુર ઘુસી રહ્યા ચોગમ ચોગમ લગન છે જારી,
લગનસરા તો વસંતેજ સોહે વસંત છે લગન આચારી,
જેણે રચી અજબ તૈયારી.—દીપે. ૯

એ રીતે આ રતે પાંચે ઇંદ્રીને હૃદય રીઝયાં સંસારી
હોળી રમણુ આ હર્ખ મરણુની રીત સ્વાભાવિક ધારી,
ગણો ચાલ ગંદી નઠારી.—દીપે. ૧૦

સંત સ્તવે ભગવંત વસંતે ઉંચે સ્વરે લલકારી,
જેણે જગતમાં ચોગમ ફરતી આવી અનુપ ઉપકારી,
લલિત લીલા વિસ્તારી.—દીપે. ૧૧

જય, જય, જય, સચરાચર સુંદર જયચિદ્રૂપ ભયહારી,
જય, જય, એક અકળ બ્રહ્માંડ, અખંડ અખિલ વિહારી,
નવલ તન મનના ધારી.—દીપે, ૧૨

નવલરામ.

## ૯

# ઋતુરાજ

(ઉપજાતિ વૃત)

રૂડો જુઓ આ ઋતુરાજ આવ્યો,
મુકામ તેણે વનમાં જમાવ્યો;
તરૂવરોએ શણગાર કીધો,
જાણે વસંતે શીરપાવ દીધો.—૧

જુનાં જુનાં પત્ર ગયાં ખરીને,
શોભે તરૂ પત્ર નવાં ધરીને,
જાણે નવાં વસ્ત્ર ધર્યાં ઉજાળી,
સમીપમાં લગ્નસરા નિહાળી.—૨

આંબે જુઓ મોર અપાર આવ્યો,
જાણે ખજાનો ભરી મ્હોર લાવ્યો;
જો કોકિલા ગાન રૂડું કરે છે,
વસંતના શું જસ ઉચરે છે !—૩

બોલે મીઠું કોકિલ એક જ્યારે,
વાદી બીજા એથી મીઠું ઉચારે;
વિવાદ જાણે કવિઓ કરે છે
વખાણ લેવા સ્પરધા ધરે છે.—૪

(શાર્દૂલ વિક્રીડિત)—

આંબા આંબલી લીંબડા વડ વડા ઝુંડે ઝુક્યાં ઝાડે છે,
છત્રોની છબી છાઇ હોય છતમાં તેવા ઉંચા તાડ છે;
ગાયો વૃંદ હરે ફરે તૃણ ચરે, ગોવાળીયા ગાય છે;
જોતાં આ વનને જરૂર ઉરમાં આનંદ સંધાય છે.—૫

(ઉપજાતિ વૃત્ત)—

વાએ નવાં પલ્લવ ઝાડ ડોલે,
તે જેમ નાચે નટ તેની તોલે;
વસંત દેખાવ દિલે રીઝાવે
આશ્ચર્ય પામી શિર શું ધુણાવે.—૬

ટોચે નવાં પલ્લવ લૂમખાં છે,
દિસે વળી સુંદર ડોલતાં છે;
કહે રૂડાં ચામર તે કવીશ,
જાણે પૂરે છે વનરાય શિશ.—૭

(દોહરો)

પલાશના પલ્લવ નવાં શોભે તથા તમાલ,
વસંતમાં વનની છબી વિલોકી ઉપજે વ્હાલ,
શેલડી પણ પાકે સરસ લવિંગ લુમખાં થાય,
સાગ તથા સામેરની શોભા કહી ન જાય.—૯

(ઉપજાતિ વૃત્ત)

અનેક જાતિ તરૂ ફૂલ ફુલ્યાં.
તે ફૂલ ભારે નમી ખૂબ ઝૂલ્યાં;
જાણે નવી દોલત તે કમાઇ,
અન્યોન્ય ચેષ્ટાઇ કરે ફુલાઇ.—૧૦

કેવાં જુઓ આ ફુલ કર્ણિકાનાં,
રાતાં તથા શ્વેત દિસે મજાનાં;
પ્રીતિ તણા સંગથી હોય રાતાં,
સુકીર્તિથી શ્વેત હશે જણાતાં.—૧૧

કહું ભલાં ચંપક પુષ્પ કેવાં,
જોતાં દિસે કાંચન પુષ્પ જેવાં;

કારીગરીના કરનાર ધન્ય,
કોઇથી એવું ન કરાય અન્ય.—૧૨

ગુલાબના ગુચ્છ સુગંધીમાન,
વસંતમાં તે વિકસે નિદાન;
જો અન્ય ટાણે ઉપજે અનેક,
વસંતની વાતજ ન્યારી છેક.—૧૩

(દોહરો)

પારિજાત ને કેવડો, જુઇને વળી જાઇ,
બકુલ મોગર થળ કમળ કુસુમ કડાનાં થાય.—૧૪

કેસુડાં ને કરમદી, બપોરિયો મુચકુંદ
અનેક એવાં પુષ્પના ઉપજે વૃંદે વૃંદ.—૧૫

(ઉપજાતિ વૃત્ત)

ન કીચ કે કાદવ ટાઢ તાપ,
ન ધૂળ ઉડે નહિં અભ્રવ્યાપ;
વસંત વેળા સુખકારી જેવી,
એકે રૂતુની ન ગણાય એવી.—૧૬

દલપતરામ.

## ૧૦

### બ્રહ્મબાળા

બ્રહ્મબાળા ખુબી ખીલીરે ફાગે ફૂલની રૂત રચી. ટેક

નવલ લલિત વેલી ફૂલો સંગીન ભાતની ઘાટડી ઘાલીરે,
ગોરી ગુણધારી ઘણી ઉપકારી છે તનુ પીમળ વાળીરે. ૧

ભ્રમર કોયલ પિક સહુમાલિની મોહિની સુરની શૂરીરે,
રાગ રસ ફૂલી આનંદથી ઝૂલી સર્વ જગે સુખ નૂરીરે. ૨

નર્મદ ગાતો સલૂણી સાધવી નીતિ હુયે અસવારીરે,
સજીવનકારી વસંત કુમારી રેલડી રંગની ભારીરે. ૩

નર્મદાશંકર.

## ૧૧

### વનમાં વસંત

વસંત ૠતુ દેખી વનમાં રે
મચ્યો રસ મારા મનમાં—ધ્રુવ

નિર્મળ જળમાં કમળદળ ફૂલ્યાં,
ફૂલ્યો છે સ્નેહ સજનમાં રે.—મચ્યો૦

પવન સુગંધી શીતળ મંદ પ્રસરે,
તે સુખદાયક તનમાં રે.—મચ્યો૦

ચારે દિશામાં દીસે છે ચળકતી,
ગંભીર જ્યોત ગગનમાં રે.—મચ્યો૦

રંગે સુરસ ફૂલી કેસુડી રૂડી,
સૌ થકી શોભે શુકનમાં રે.—મચ્યો૦

આંબે મોર આવ્યો વળી અગણિત,
આવ્યો નવો કસ અન્નમાં રે.—મચ્યો૦

બોલ રૂડા સુડા કોયલ બોલે,
વાણી પ્રમાણુ વદનમાં રે.—મચ્યો૦

રૂવરને થયાં પલ્લવ તાજાં,
ન સાંપડે જેમ ધનમાં રે.—મચ્યો૦

ગમતી ગુલાબની છાળ ભરીને,
ભામની લાવે ભવનમાં રે.—મચ્યો૦

કામિની કંથ કસુંબલ કપડે,
ઓપે છે બેઠાં આસનમાં રે.—મચ્યો૦

હેતથી હાસ્ય વિલાસ કરે છે,
વિવિધ વિનોદ વચનમાં રે.—મચ્યો૦

સરસ સતાર સરોદ બજાવી,
માનવી રહે છે મગનમાં રે.—મચ્યો૦

દલપતરામને દેવે દયા કરી,
વિસ્તારી શોભા વતનમાં રે.—મચ્યો૦

દલપતરામ.

## ૧૨

### મેઘરાયની ચઢાઇ

(ભુજંગી છંદ)

જુઓ શિખરો વાદળાંનાં બિરાજે,
ઉડયા જાણીએ પર્વતો હોય આજે;
મહા દુઃખ પોકારવા કેરી આશે,
ગયા પર્વતો જાણીએ ઇંદ્ર પાસે.—૧

જુઓ વાદળાં આમથી તેમ દોડે,
મળે કોઇ તો એક બીજાની જોડે;
દિસે જાણીએ ફોજના જૂથ જાય,
રૂઠયો ગ્રીષ્મની ઉપરે મેઘરાય.—૨

વળી વાદળાંની છટા કેવી છાજે,
રૂડા ઇંદ્રના જેમ હાથી બિરાજે;

નમેલાં દિસે ભૂમિની પાસ કેવાં,
સુશોભિત તે હાથીની સૂંઢ જેવાં.—૩

જતિઓ જુઓ એક ઠામે ઠરે છે,
કથા કીર્તનો લોક સૌ સાંભળે છે;
હરે ગ્રીષ્મના કષ્ટને એમ જાણે,
પ્રભુનો પુરો પાઠ પ્રેમે વખાણે.—૪

કરે આભમાં વીજળી ચમ્મકારા,
ઝબૂકે ઘણી જાણીએ શસ્ત્રધારા;
થયા આભમાં કાટકાના કડાકા,
દિસે જાણીએ તોપના તે ધડાકા.—૫

દલપતરામ.

## ૧૩

## વનમાં ચોમાસું

(ચોપાઇ.)

એ રીતે કરતી દિનકરી ઊષ્ણ રૂતુ આખી ગઇ વટી.
બેઠી વરષા બોલે મોર ગાજે ગગન થાય ઘનઘોર.—૧

વાદળથી નવ ભાસે ભાણુ આતમ રૂપ જયાં અજ્ઞાન;
આઠ માસ સીંચે જળ સૂર વર્ષા વૃષ્ટિ કરે ભરપૂર.—૨

કરૂણાથી પોખે જગ પ્રાણ સદાવૃત્ત કરે એંધાણ,
રજનીમાં ઉડે ખદ્યોત અંધારામાં ઝળકે જોત્ય.—૩

કળજુગમાં પાખંડી જેમ, ગુરૂ થઇ પૂજન પામે તેમ,
તારા નવ ભાસે તે વાર અંધારામાં એકાકાર.—૪

હાલ જેમ બાયબલ ને વેદ સુધરેલા નવ જાણે ભેદ,
મેઘ શબ્દ સાંભળી દાદૂર સાથે શબ્દ કરે ભરપૂર.—૫

થયા સુણી અધ્યારૂ ગિરા, સાથે શબ્દ કરે છોકરા,
પાણીથી નવ પલળે પાણ, નાસ્તિક વાંચે જેમ પુરાણ.—૬

નાની નદિયો ફાટી જાય, રસ્તા રેલમ છેલા થાય,
જેમ કુપાત્ર લહે અધિકાર નવ શખે મરજાદ લગાર.—૭

ઝણકારા મારે વિજળી, જોતાં જોતાં જાયજ ટળી;
જ્યમ ધન જોબનનો ઘમકાર વણસંતાં નવ લાગે વાર.—૮

અંકુરથી બહુ શોભે ધરા, રામ રટણથી જેવી જરા,
નીર ઠરે જઇને નીચાણ સંત હૃદે જેમ સદ્ગુણ જાણ.—૯

નીર સકળ નદિયોનાં જાય, તો પણ સાગર નવ છલકાય,
જ્યમ નિંદા કે વંદન થાય મોટા પેટે સર્વ સમાય.–૧૦

તરૂવર પામી જળનો સંગ નવ પલ્લવ શોભે નવરંગ,
પામે ભોગ વિષયી જન જેમ તગતગાટ તન ખીલે તેમ.–૧૧

જ્યમ જ્યમ મેઘ બહુ અનુકૂળ ત્યમ ત્યમ બળે જવાસા મૂળ,
સુખ સંપત બીજાને મળે, દુષ્ટ પુરૂપ જ્યમ દેખી બળે.–૧૨

વર્ષારૂતુ વને ગઇ વહી, શરદતણી શરૂઆતજ થઇ,
નિર્મળ નીર થયાં સરમાંય, કસર મેલની ન રહિ કાંઇ.–૧૩

ભ્રષ્ટ પુરૂષ જ્યમ પાપે ભર્યા, વળતી સંત સમાગમ કર્યા,
દ્રોષ બળીને પરલે થયા, ઉપજે અંતર ભક્તિ દયા.–૧૪

વાદળ કયારેક પામે નાશ, એથી થાય વિમળ આકાશ,
ધરી સંતોષ રહે રૂપિરાય, યથા સ્વભાવ વિમળ વખણાય.–૧૫

લઘુ તળાવે સૂકે નીર, પણ જળચર નવ કળે લગીર,
જ્યમ દિનદિન આયુષ વહિ જાય, મૂરખને નવ માલમ થાય.–૧૬

સાગર થીર થઇને રહ્યો, વાણ બુડયાનો ધોખો ગયો,
જેમ તજીને જગની આશ, થીર વૃત્તિ બેઠા સંન્યાસ.–૧૭

ડાંગર ખેડુ બાંધે ખેત, જળ વાવીને આણી હેત,
ઇંદ્રિયરોધનથી જ્યમ જતિ, જ્ઞાન સંગ્રહે પ્રભુપદરતિ.–૧૮

અરક કિરણથી ઉપજે તાપ, થાય શીતળતા ચંદ્ર પ્રતાપ;
જેમ ત્રિવિધ તાપે જન બળે, સંત મળતાં શાંતિ મળે.–૧૯

શરદ વીતી વનમાં વીનતા, દિન દિન અધિક ધરે દીનતા,
ચૂમાસાના ચારે માસ, કાઢયા તરૂતલ ગુફા નિવાસ.–૨૦

હરજીવન કુબેરજી

## ૧૪

### વર્ષા ૠતુમાં એક સવારનો દેખાવ

(રાગ ભૈરવી)

દૂર શો દિસે–વૃક્ષ ઝુંડ લીલો છમ આ—દૂર શો દિસે ટેક

ગંભીર નભે શી ઘટા છે ઘોર છાઇ;
પવને દિસે સૌ ડોલે ઘૂમ–દૂર શો દિસે વૃક્ષ ઝુંડ૦

ૠતુ વર્ષા ઠરી શી, હૈડે શીતળતા;
અમરાઇમાં શી શોભે ફળલૂમ !—દૂર શો દિસે વૃક્ષ ઝુંડ૦

પર્જન્યે ટહૂકયાં સૌ, કોયલડી મોરો;
ગિરિએ ઉંચાં એકલું સૂમ !—દૂર શો દિસે–વૃક્ષ ઝુંડ૦

એ સંધું દિસે એવે, ઉંચે સ્થળે કેવી
સુણિ વિજયે સૌંદર્યની બૂમ !—દૂર શો દિસે વૃક્ષ ઝુંડ૦

વિજયાશંકર.

## ૧૫

## શરદ પૂનમની રાત

(રાગ સોરઠ)

આજ કંઈ ન્યારો પરકાશ; શો ઘેરો આભાસ! આજ.

શરદ નિશાએ શી, શશિ–અમી–શીતળતા;
હરિને હૈડાં કહે છે હાસ!—આજ કંઈ.—શો ઘેરો આભાસ.

છટકી ચંદની આહા; કેવુ સલુણું સહ;
દિપે રસ રમતાં શો રાસ?—આંજ કંઈ.—શો ઘેરો આભાસ.

આવે સમે આહા! સોરઠ—તાન શી,
જઈ ઊંચાં ઘુમતી આકાશ!—આજ કંઈ.—શો ઘેરો આભાસ.

હર્ષનાં ખિલ્યાં ફુલ, સુવાસ ઉડી રહી;
આજ સિંધુ સીપે મોતી વાસ—આજ કંઈ.—શો ઘેરો આભાસ.

વિજય શરદ ઋતૂ, નિશા—નીશાનો
પીતાં રસ ન ધરાય પ્યાસ—આજ કઇ.—શો ઘેરો આભાસ.

વિજયાશંકર.

## ૧૬

## આહા શી ચંદા!

આહા! શી આ ચંદા ખીલી રહી છે!
શ્વેત અગાશીએ વરસી રહી છે!—ધ્રુવ.

શરદ ઋતુ રૂડી આશ્વિન મહિનો
શરદ પુનેમની રાત્રી બની છે!—આહા૦

તન પર શીતળ વાયુની લહરી,
હળવે હળવે વિવેકે વહી છે!—આહા૦

ધોળાં ઝીણાં વસ્ત્ર બેઉને અંગે
ચાદર ધોળી બીછાવી દીધી છે!—આહા૦
મોગરો ડોલર ચંપો ચંપેલી
ધોળાં પુલોની પથારી કરી છે!—આહા૦
મોજ ઉડાવે આશક માશુક
ગાન ને તાનની ધૂન મચી છે!—આહા૦
પ્રીતમ તાલમાં ગાય પ્રેમી પદ
માશુક હાથ સતાર ગ્રહી છે!—આહા૦
ઉંડો ઉંડો સ્વર જાડામાં ઝીણો
સુરની મીલાવટ એક થઇ છે!—આહા૦
મસ્ત થયાં બેઉ પ્રેમ રસીલાં,
પ્રેમની ધૂન શી જામી રહી છે!—આહા૦
ઉડી સતારને લેઇ ગરેલી
ચાંદની વેરતી સુસ્ત પડી છે!—આહા૦

વલ્લભદાસ પોપટ.

## ૧૭

## પ્રેમચંદ્રાની બલીહારી

પ્રેમચંદ્રાની બલીહારી રે રસિક જન સ્હોયે;
પીયે અમૃત તો નરનારી રે, અંશીજન હોયે. ટેક

ચંદ્રા મળે હવે મ્હારે રે કરવી તે કોની આશ;
જંજાળથી છુટકો થશે રે પીચું અમૃત હોંસે હાશરે. અંશી–૧

એ અમૃત એવું વ્યાપી રહે રે, તનમન ભરપૂર થાય;
બાહ્યાંતર આનન્દમાં રે, સઉ તાપ સમૂળા જાય રે. અંશી–૨

રૂવે રૂવે થંડક બહુ ઝરે રે, લ્હેરથી આંખ મીચાય;
ચંદ્રા ચરિત્ર સંભારતાં રે, સેજ સુખેથી ઉંઘાયરે. અંશી.–૩

ઘોર નિદ્રા કરી જાણું ત્યારે, સત્ત્વગુણી સોહાઉં;
ચંદા પૂરી નીહાળતાં રે, બનું સચ્ચિદાનંદ શું ગાઉંરે. અંશી–૫

ચંદા નર્મદ તે એક જગે રે, પાસે પરસ્પર જોય;
રંગે રૂપે બેઉ સરીખડાં રે, ખુબ અનુપમ રસમાં સ્હોયરે. અંશી–૬

ચંદા નર્મદ પછી બે નહિં રે, એકજ બિંબ દેખાય;
જે પીગળી ગંગા બન્યુંરે, જેમાં બીજાં પ્રેમીજનો ન્હાયરે. અંશી–૭

નર્મદાશંકર.

## ૧૮

### દરિયામાં ચાંદનીની શોભા

(રેખતો)

આહા પૂરી ખીલી ચંદા, શિતળ માધુરી છે સુખકંદા—આહા.

પાણી પર તે રહી પસરી, રૂડી આવે લેહર મંદા; આહા. ૧
શશી લીટી રૂડી ચળકે, વળી હીલે તે આનંદા, આહા. ૨
ઊંચે ભૂરૂં દીપે આસમાન, વચ્ચે ચંદા તે સ્વચ્છંદા, આહા. ૩
નીચે ગોરી ઠારે નેનાં, રસે ડૂબ્યા નરસદ બંદા. આહા. ૪

નર્મદાશંકર.

## ૧૯

### શૈલ શોભા

(વસંતતિલકા છંદ)

પ્રીતેથી વિશ્વપતિને કરીને પ્રણામ,
હૈયે સુશૈલ વરણ્યા તણી ધારૂં હામ;

પૂરા મનોર્થ થઇ મોદ અમાપ વ્યાપે. ૧

× × ×

વર્ષા રૂતુ મહીં લીલા તરૂથી લચેલો,
લીલો કલ્હાર થઇ મસ્ત બની મચેલો;
તે જેમ પ્હેલી વીશીનો સુખિયો જુવાન,
ઉભો મદેથી બની અક્કડ તે નિદાન. ૨

વાંકા ચુંકા સરપ આકૃતિના સુમાર,
આ પ્હાડના ઝરણુ દર્શિત છે અપાર;
નીચે ધીરે રહી નમી નમી ઊતરે છે,
જાણે સુબોધ ગરવી જનને કરે છે. ૩

આ ઝાડના સજ્જડ જૂથ જણાય કેવાં,
સંપે વસે સજનનાં શુભ શહેર જેવાં;
તે માંહી પક્ષી કિલકાર રૂડાં કરે છે,
જાણે શિલોચ્ચય પ્રભુસ્તુતિ ઉચરે છે. ૪

ઢોળાવદાર ઉંચીને નીચી સૌ જમાએ,
રાજે ખિચોખિચ અથાગ તરૂ કદાએ;
મેં માની એમ મનમાંહી ખચીત લીધું,
આ શું વનસ્પતિનું સંગ્રહસ્થાન કીધું? ૫

કૈં વૃક્ષ છેક વધી ખૂબ ઉંચે ગયાં છે,
નીચી સ્થિતિ કબુલ કૈંક કરી રહ્યાં છે;
કૈં ઝાડ શ્રેષ્ઠ ફળનાથી ઝુકી રહ્યા છે,
કૈં ઝાડ તો પવનનાથી ઘુમી રહ્યાં છે. ૬

કૈં ઝાડિ અંદરથી કોકિલ કીલકારે,
કૈં ચારૂ ચાતક ચકોર મુખે ઉચ્ચારે;

કે પક્ષી એક તરુ ટોચથી ઊડિ બીજે,
બેશી અને રૂદયમાં ભલી વિધ રીઝે, ૭

સૌ પક્ષીના મધુર નાદનું ગાન જામે,
શું અપ્સરાનું વદું ગાયન તેની સામે;
આહા ! સુણ્યા ન શ્રુતિ સુંદર નાદ જેણે
એળે ગુમાવી અવતાર દીધેલ એણે. ૮

× × ×

પેલાં લીલાંછમ જણાય શું ક્ષેત્ર નીચાં,
જાણે બીછાવી દીધ છે ભૂમિમાં ગલીચા;
જંગાલથી સરસ ચોસર ચીત્રી જાણે,
પાને મઢેલી રવિ રંગ ભૂમિ પ્રમાણે. ૯

ઓ પેલી વાંકી ચુકી જો નદીઓ વહે છે,
દેખાવ દેખી દિલ લોભઈને રહે છે;
કોરેલી શું સડક કાચ બીલોરની છે ?
કે ચોખી ચાંદી પતરાં થકી શું જડી છે ? ! ૧૦

દલપતરામ.

## ૨૦

## સવારની શોભા

(પ્રભાતિયું.)

જૂવો જૂવો રે, મેદાનોમાં આવી કે, વ્હાણેલાં કેવાં વાયેરે ! ૧
કેવું કેવું રે, સહુ શાંત ગંભીર કે, વ્હાણેલાં કેવાં વાયેરે, ૨
ધોળાં ધોળાં રે, નિરમળ નીરનીરજ કે, વ્હાણેલાં કેવાં વાયેરે, ૩
સૂણો સૂણો રે, છેટેના અવાજ કે, વ્હાણેલાં કેવાં વાયેરે, ૪
છુપાં છુપાં રે, ઝરણો કરે છણુ છણુ કે, વ્હાણેલાં કેવાં વાયેરે, ૫
વાયે વાયે રે, ધીમે શીતળ વાયુ કે, વ્હાણેલાં કેવાં વાયેરે, ૬

બોલે બોલે રે, પંખી દૂર કુસમમાં કે, વ્હાણેલાં કેવાં વાયેરે, ૭
ઊગ્યો ઊગ્યોરે, પેલી ગમ સૂરજ કે, વ્હાણેલાં કેવાં વાયાંરે, ૮
શોભે શોભે રે, ડુંગરને મેદાન કે, વ્હાણેલાં કેવાં વાયાંરે, ૯
અભ્રે અભ્રે રે, વીંટળાયલ પ્હાડ કે, વ્હાણેલાં કેવાં વાયાંરે, ૧૦
જાયે જાયે રે, તરતાં સહુ અભ્ર કે, વ્હાણેલાં કેવાં વાયાંરે, ૧૧
દીપે દીપે રે, તડકે તરૂ લીલાં કે, વ્હાણેલાં કેવાં વાયાંરે, ૧૨
ગાયે ગાયે રે, જોગીજન ગીત કે, વ્હાણેલાં કેવાં વાયાંરે, ૧૩
વાગે વાગે રે, દેહેરાંઓના ઘંટ કે, વ્હાણેલાં કેવાં વાયાંરે, ૧૪
દેખી દેખી રે, નર્મદ મન રીઝયું કે, વ્હાણેલાં કેવાં વાયાંરે. ૧૫

નર્મદાશંકર.

## ૨૧

## ભરૂચથી કબીરવડ જતાં હોડીમાંથી જોયલી નર્મદાની શોભા

(ગરબી.)

નર્મદા શું ગાઊં શોભા સાંજની,
હાંરે પવન પાણી વાદળ રંગના સુસાજની, હોજીરે—નર્મદા૦ ૧

હાંરે પાણી જોરમાં ઉછાળા નોતું મારતૂં,
હાંરે ડ્હોળા પટ્ટથી દેખાતી પ્રૌઢ નાર તું, હોજીરે—નર્મદા૦ ૨

હાંરે વીળ ખળખળી, ધીમે ચઢીને આવતી,
હાંરે તે તો હોડિમાંથી જોઇ સૂણી ભાવથી. હોજીરે—નર્મદા૦ ૩

હાંરે ડહોળાએલ નીલ રંગ તે ભૂરો હતો;
હાંરે ઝાંખો શ્વેત આસમાન તણો દીસતો. હોજીરે—નર્મદા૦ ૪

હાંરે પાકા રંગના ભૂરા તે સામે ડુંગરા,
હાંરે મળી રંગના ટોચે તો ભૂરાં વાદળાં. હોજીરે—નર્મદા૦ ૫

હાંરે કાંઠે ઘાસ લીલાં ઝાડ બહુ શોભતાં;
હાંરે ચાર ગાય ભેંસ ઢોર ખાતાં હતાં. હોજીરે—નર્મદા૦ ૬

હાંરે આવે મંદ મંદ વાયુ ખુશ લાગતો,
હાંરે હોડી ચાલતી તેને ઘણો સવા હતો. હોજીરે–નર્મદા૦ ૭

હાંરે એક વાછડી કાંઠે રે મથતી ઘણી,
હાંરે પડી જાતી તે ઉંચે જતાં જીની ભણી. હોજીરે–નર્મદા૦ ૮

હાંરે ગુલાબી ઘેરો તે રંગ આસમાનનો;
હાંરે ગુલાબી ફુલોનો પાણિના મેદાનનો. હોજીરે–નર્મદા૦ ૯

હાંરે સુદી ત્રીજનો ઉગેલ ચંદ્ર તે સમે;
હાંરે લ્હેરિયાંની રમ્ય લ્હેરમાંહી મન રમે. હોજીરે–નર્મદા૦ ૧૦

હાંરે પવન સામટો પડી ગયો પછી ખરે;
હાંરે લીલા બ્રહ્મની જોઇ શી આંખો ઠરે ! હોજીરે–નર્મદા૦ ૧૧

નર્મદાશંકર.

## ૨૨

### મહાબળેશ્વરનો ડુંગરાઉ રસ્તો

(ચોપાયા અથવા મરેઠી સાખી)

વળ પડતો ગિરિ શિખર ઉપરથી, તલેટી સુધી તરતીબ;
રસ્તો અતિ વિસ્તારપણે છે, સુંદર શોભા સીમ.
આવ જાવ એ પંથની અતિશે, ઉપર રહી અવિલોકે;
કિડિઓની અલગાર પ્રમાણે, રચના ચિતને રોકે. ૪

શિખર ઉપરથી તલેટીમાં વળી શૃંગોપરિ ચઢવાનું;
ચડતી પડતીનાં સુખ દુઃખનું જયમ, એ સ્થળ અનુભવવાનું.
આવે આગળ અતિ ગંભીર ભયાનક ખીણો ભારે,
સુરંગ દેતાં પંથ માટ જ્યાં, ગજબ થયેલ ઘણારે. ૮

સો દોઢસો મજુર ચગદાયા, ભેખડ તૂટતાં ભારે;
ભય ઉપજે ભીતર એ તર્કથી, એ સ્થળ આવે ત્યારે.

એક બાજુ બહુ ખીણો ભયાનક, ઉપરિ બાજુ ગિરિ ઉંચા;
પરમ ભયંકર ખુબસુરતી એ, વરણી થાકે વાચા. ૧૨

સન્મુખ ઉભા ઉભયગમ નીચા, મધ્ય ઢાળ પડતા છે,
તલેટી સુધી મેદાન મનોહર, ગિરિ શોભીતા ઘણા છે.
નિરખી એવી નૌતમ રચના, કવિ એવી કલ્પના આણે;
સમાધિસ્થ કમળાસન કરી શુભ, સુખાસીન મુનિ જાણે. ૧૬

વંક વળામણ વિવિધ પ્રકારે, લાંબી ખીણો લલિત;
જતા આવતા જન નિરખાતા, અમલ પ્રતાપ અભીત.
ખીણો વિષે વળી ગામ વસેલાં, ઉપરથી અવિલોકાય;
ઉંચા તેથી અસ્તિત્વ એ તણું, ધૂમ્ર વડે સમજાય. ૨૦

વૃક્ષ ગિરિ ગણી કુદરતી કમાનો, રચના બંધ રૂડેરી;
વિલોકી છક થઈએ પ્રભુતાએ, કૃપાળુ જગદીશ કેરી.
ગાળામાંથી વિશાલ ડાળો, ફૂટી ચતુર્દિશ ફેલી;
અવનિ અડોઅડ પલ્લવ સહિતની, ઝાઝી ઝુકી રહેલી. ૨૪

નિરખી વડ એવા નૌતમ અતિ, સ્મૃતિ થઈ શિશુપણાની;
રમતા દાવ વિવિધ ચઢી ડાળે, સ્નેહી સાથ ઘણાની.
અરે ગયો વહી રમત ગમતનો, સમય તેહ સુખકારી,
જાય વહી જોબન અવ તે જ્યમ, ઝમે જળભરી ઝારી. ૨૮

બેગળેથી અતિ વેગ સુણાતો, ઘડપણનો ગંભીર,
અહો ! જીવ ! ઉર ચેતી હવે કર, સ્નેહી શ્યામશરીર.
સમીપમાં એ મૈલ સુધી છે, પ્રતાપગઢને પંથ,
ઉભય બાજી તરૂવટા છટાયુત, વિશેષ તે વિલસંત. ૩૨

તળેટીમાં તરતીબ તપોવન તુલ્ય ઝાડી તે ઠામ,
મંદ મધુર જળઝરણ મનોહર સ્ખલનધ્વનિ સુખધામ.

શિવલાલ ધનેશ્વર.

## ૨૩

### જય જય ગરવી ગુજરાત !

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત,
દીપે અરૂણું પ્રભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળળળ કસુમ્બી, પ્રેમ શૌર્ય અંકિત.
તું ભણુવ ભણુવ નિજ સન્તતિ સુઉને, પ્રેમ ભક્તિની રીત.
ઉંચી તુજ સુન્દર જાત.
જય જય ગરવી ગુજરાત—૧

ઉત્તરમાં અમ્બા માત,
પૂરવમાં કાળી માત,
છે દક્ષિણુ દિશમાં કરન્ત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ,
ને સોમનાથને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ,—
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત—૨

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણુ જોય,
વળી જોય સુભટના જુદ્ધ રમણુને રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ જયકર—
સમ્પે સોહે સઉ જાત,
જય જય ગરવી ગુજરાત.—૩

તે અણુહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ,

તે રંગ થકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાન્હ શોભશે, વીતી ગઈ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત—૪

નર્મદાશંકર.

૨૪

## કોની છે ગુજરાત?

કોની કોની છે ગુજરાત?
ઉગ્રસેન રામ કૃષ્ણ સાત્યકી યાદવ જ્યાં સઉ વિરાજતા,
જ્યાં બ્રાહ્મણ ને રજપુત ઝાઝા ઈશને અર્થે ઝૂઝયા હતા,
ત્યાંના લોકતણી શું કેવી?
ના ના નારે નથી તેની,
ત્યારે કોની છે ગુજરાત? ૧

બુદ્ધ જૈનના ઘુમ્યા વાદ જ્યાં મ્લેચ્છશું શિલાદિત્ય લડયો,
ભૂવડશું વળી જયશિખરી જ્યાં જુદ્ધ પરાક્રમ દાખી પડયો,
ત્યાંના૦ ના ના૦ ત્યારે૦ ૨

વળી રાજ્યનો રઙ્ગ ધ્વજ જ્યાં છશેંક વર્ષ લગી ઊડયો,—
સરસ્વતી ને સેનાનીએ રઙ્ગ દાખવ્યો છે રૂડો,
ત્યાંના૦ ના ના૦ ત્યારે૦ ૩

કર્યું ધામ જ્યાં મૂસલમાને નીજ રાજ્યનું વળી વડું,—
મદયે આવ્યાને આને તે માની લે છે માન વડું,
ત્યાંના૦ ના ના૦ ત્યારે૦ ૪

રે જ્યાં કીધો કોપ કાળીએ રાજ્ય થયું ખણ્ડેર ભુંડું,
વળી રાજ્ય જ્યાં દખણી કેરૂં ઠાઠે દીપે કંઇક રૂડું,

ત્યાંના૦ ના ના૦ ત્યારે૦ ૫

વળી પુરાતન પ્રસિદ્ધ જગમાં ભૃગુનો આશ્રમ જ્યાં જોયો,
વળી રઙ્ગ જ્યાં જન વસ્તુનો બન્દરને નાકે સોયો,

ત્યાંના૦ ના ના૦ ત્યારે૦ ૬

છે અઙ્ગરેજી રાજ્યતણું જે ધામ મુખ્ય પશ્ચિમ ભણી,
જ્યાં ગુજરાત તણા જન વસિયા કોરે વેળા થોડી ઘણી,

ત્યાંના૦ ના ના૦ ત્યારે૦ ૭

જ્યાં રેવા મહીકાંઠા શોભે હિન્દુ મુસલમાન રાજ્ય કે,
વળો રાજ્ય રણુની પેલીગમ જોય સિંધની લગોલગે,

ત્યાંના૦ ના ના૦ ત્યારે૦ ૮

વૃદ્ધનગર જેણે જોયાં સઉ ચડતાં પડતાં રાજ્ય ઠરી,
હુજી જીવે છે શું જોવાને પ્રજાતણા ઢઙ્ગ રઙ્ગ વળી,

ત્યાંના૦ ના ના૦ ત્યારે૦ ૯

શું બ્રાહ્મણ ને વાણિયા કેરી શ્રાવક ને ભાટિયા કેરી,
ક્ષત્રો રજપુત કણબી કેરી ભીલ અને કોળી કેરી,

બીજા શૂદ્રતણી શું કેવી?
ના ના ના રે નથી તેની
ત્યારે કોની છે ગુજરાત? ૧૦

પૂર્વજ જેના જે વર્ણો આજે જન્મ થકી ગુજરાતી વધા,
કોઇ રીતની તોપણ, ને વળી આર્ય ધર્મને રાખી રહ્યા;

તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત,
તેની તેની છે ગુજરાત. ૧૧

વળી પરદેશી બીજા જેને ભૂમિયે પાળી મોટ કર્યા,
પરધર્મી પણ હિત ઇચ્છનારા માતતણું તે ભાઇ ઠર્યા,
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત,
તેની તેની છે ગુજરાત. ૧૨

નર્મદ કહે ગુજરાતી ભાઈયો માતને અર્થે સમ્પ ધરે,
ખન્તે બન્ધન તોડી રણે સઉ ઝુઝી જયસુખ જયે ભરે,
પ્રેમ શૌર્યને કરી પ્રખ્યાત,
તે તે સૌની છે ગુજરાત,
તે તે સૌની છે ગુજરાત. ૧૩

નર્મદાશંકર.

## ૨૫

### મુંબઇ.

(છપ્પય)

મોહ સર્વ મન એમ, મોહમયી ક્યારે દીસે ?
આતુરતા ઉર એક, બેસી થાક્યા બીજું અતિશે;
એમ એક પછી એક, મૂકી રમણિક મુકામો;
મોહપૂર્ણ મુંબઇ, પેખી અચરજ સહુ પામો;
પૂરી આઠ પહોર ઉદ્યોગિની, સુહામણી સુંદરપણે;
નવું નિરખે તે તો છક થઇ, નાક પાક રિપુપુર ગણે. ૧

ભોગાવતી સમ ભોગી, વિલાસે સમ વૈકુંઠ;
અલકાસમ અલખતે, લંકસમ દૃઢ ચોખુંટ;
ફરતો રહી ચોફેર, ધ્વનિત સાગર રખવાળું,
કરે પુરનું કોટિધા, શાન્તિ સુખ દે રઢિયાળું;
જાણે પુર નરનો જળનિધિ, દૃઢ કટિ કંદોરો દીસે;
સુખ શોભા શ્રી વૈભવ બધાં, વસ્યાં અહો મુંબઇ વિષે. ૨

સજ્જનોની પણ સીમા, દુર્જનોનો પણ દરિયો;
પાર ન જ્યાં પુણ્યનો, પાપનો પણ ઢગ ભરિયો;
સીમા સુધારાતણી, કુધારાની પણ ખાણ;
માળા સુદૃઢ મહાન, પારવનું વળી પોલાણ;
અતિ સુઘડ પુરી અલબેલડી, ગટર ગંદકી પણ ઘણી;
ઉદ્યોગી તેમ ભિક્ષુકતણા, સમ દ્વંદ્વે સોહામણી. ૩

જથાબંધ જ્યાં જુઓ, માનવી મુલક મુલકના;
કૃપા મૂર્તિ કેટલા, સજ્જનો ઘણા સલખણા;
ભાષારૂપી ભલી, ગુર્જરી ગજગામિનિના;
પિયેરિયા બહુ પ્રવીણ, સતત જ્યાં વસે સુમતિના;
સાસરવાસો પામતી રૂડો, ગ્રંથ રૂપ હમણાં ઘણો;
પરમાદર પિયર પનોતિનો, વધો વિશ્વમાં શતગણો. ૪

શિવલાલ ધનેશ્વર.

## ૨૬

## પ્રતાપગઢ–તે કાળ અને આ કાળ.

(ઓપાયા અથવા મરેઠી સાખી.)

ચિત્ત ચકિત ત્યાં ઊંચો નીરખી, ગંભીર બુરજ ગાઢ;
અરિમન ગઢરૂપ કાળી નાગની, જાણે વિષભરી દાઢ;

ઊંડી ખાણુ ભયાનક ભાણી છે, વંક વળામણ વાળો;
દરવાજો દુર્ગમ દૃઢ ગઢનો, નિર્ભય આજ નિહાળો. ૪

અંદર કર્યો પ્રવેશ નરેશે, સહિત સાથ સાનંદ;
સરવે જોઇ સફળ શ્રમ જાણ્યો, રચના દીલ પસંદ.
સ્વામી ગયા પછી વિધવા સ્ત્રીની સ્થિતિ દેખાય શિથિલ;
તેવી સ્થિતિ આજે એ સ્થળની, દીઠે ઉદાસી દીલ. ૮

એક સમે જ્યાં સચેત સુભટો, સજી આયુધ છત્રીશે;
વસતા નિશદિન વ્યાપ્ત વીરરસ, અંગોઅંગ અતીશે;
આજ ત્યહાં ગઢ બતાવનારા, પામર જન ધન લોભે,
અતિ વિનયભર્યું દોડે આગે સેવક તુલ્યે શોભે. ૧૨

જે ઝરૂખે મહારાજ શિવાજી, સાયુધ બેસી સચેત,
રિપુ આગમન ચિકિત્સા જોતા, શૂરા સાથ સમેત,
આજ તેહ ઝરૂખે બેસી ભટ, કો યજમાનની કોડે,
જુએ દક્ષણાશાએ દિલભર, વાટ સદાએ વિનોદે. ૧૬

બળ ઉતારી ગોવલકોંડાનો, મર્દન કરી મુગલાઇ,
વિજાપુર પર વિજય મેળવી, ગુણ ભવાનીના ગાઇ;
વિજય દુંદુભિ વગાડેલ જે, નાદિત પ્રતિ ધ્વનિથી,
સુણી સબળ રિપુ હૃદય અંડ થતું, ભાગી જતા ભીતિથી. ૨૦

તે દુંદુભિ દક્ષણાથી પામી, બહુ સંતોષ બજાવે,
યજમાનતણા માન માટે, આજે કાળક્રમ બતાવે.
દેશ સકળ દમનાર મુગલબળ, મથી બળ તેનું પ્રચંડ,
થતો ખજાનો તર જ્યાંનો ઠીક, દુશ્મનનો ગ્રહિ દંડ; ૨૪

આજે જન ત્યાંના યજમાનની, સાચવી મરજી સુપેરે,
દયાસણે સુખ માગી દક્ષણા, ઉદર ભરે અરેરે!

સભા ભરી મહારાજ શિવાજી, દિવ્ય આસને દીપે,
શૂર ચઢાવે વીર રસે ભુખણ કવિ રહી સમીપે; ૨૮

રામદાસ સ્વામી શિક્ષા દે, રાજ્યનીતિની રીતે,
સુણે તેહ મહારાજ શિવાજી, પૂજ્ય બુદ્ધિ એ પ્રીતે;
એવા પણ દિન હશે એક ત્યાં, આજ શૂન્ય એમાંનું;
કાળ કઠિણતા અરે ભયંકર, તપાસતાં સ્થળ ત્યાંનું. ૩૨

તોપ પ્રકોપ કરી રિપુ દળપર, એક સમે છોડેલી,
તે ઉંધી પડી ટપલા ખાએ, જમીનમાં દાટેલી;
રામદાસ સ્વામીએ પ્રતિષ્ઠા, કરી સ્થાપન કીધેલા,
તે હનુમાન તુટલ ઝુંપડીમાં, અપૂજ્ય આજ વસેલા. ૩૬

વળી ત્યાં અંતઃપુર સમીપ વડ, શાખા મૂળ અનેક,
જટા છોડી જોગી ઊભો જાણે તપનો ધરી ટેક;
એક સમે એ અંતઃપુરમાં, પતિબળગર્વિણિ પ્યારી,
રૂમઝુમ કરતી હશે મદભરી, નૃપ શિવાજીની નારી. ૪૦

સાસુ પાસ સવિનય લાડ બહુ કરતી હશે સકોડે,
આજ ઉજડ અતિ નિરખી એ સ્થળ, દીલમાં દલગિરિ દોડે;
શું અભિમાન કરે જીવ ઉરમા, ઉડી ગયા જ્યાં આવા,
કાળ કઠિણતા મનમાં કલપી, દે તજી ગર્વિત દાવા. ૪૪

હું કવિ પંડિત હું ધનપતિ, પાલક, લાખોનો પ્યારો,
કાળ કઠિણતા નિરખી ભયંકર, લબાડ મેલ લખારો.
કર નર ચેતી વિમળ કીર્તિના, મજબુત કિલ્લા મોટા;
નામ વસે જ્યાં નિર્ભય ન સહે, સમયતણા શિર સોટા. ૪૮

શિવલાલ ધનેશ્વર.

## ૨૭

## કીર્ત્તિગઢ અને પ્રતાપગઢ.

અહો શૂર મહારાજ શિવાજી, પરમ કરી પુરૂષાર્થ;
પિતૃ ગતિ પામ્યા સંસારથી, સાધી સ્વાર્થ પરાર્થ,
દીર્ઘ લક્ષી માટે દુનિયામાં, ઉભય કામ આરંભ્યાં,
વિશાળમતિ શું વખાણું વાણીમતિ, સ્થિર રહે જ્યાં સ્થંભ્યાં.– ૪

એક તરફ એકાન્ત વિષે દૃઢ, બંધાવ્યા ગઢ બેશ;
ચતુર શિલ્પિઓ પાસ ચહીને, વસુ વાવેરી વિશેષ,
બીજી તરફ નિજ કીર્ત્તિ તણા દૃઢ, બાવન ગઢ બંધાવ્યા,
ચતુર શિલ્પિ તેનો ભુખણુ કવિ, હાલે કદી ન હલાવ્યા.– ૮

તન ધન સંરક્ષક ગઢ મજબુત, જશ રક્ષક ગઢ ઝાઝા;
ટકાઉ બેમાં કોણ તપાસો, રૂડા શિવાજી રાજા,
હશો જાણતા હયાતિમાં ગઢ, પથ્થરના દૃઢ પ્રીતે,
કવિ કૃત ગઢ કીર્ત્તિના આપના, દૃઢ નહિં ગણ્યા હશે તે.–૧૨

આજ જુઓ મહારાજ આવી અહિં, ભુલ વિચારની ભાસે,
બેમાંથી મજબુત કોણ બહુ? તત્ત્વ જણાય તપાસે;
પરાધીન ખંડેર થઇ ગઢ, શિર મુખ ઘાસ લઇને,
શોચનીય સ્થળ થયા અરેરે, સમય પ્રહાર સહીને.–૧૬

અહો કીર્ત્તિગઢ તો આજે પણ, ભલી ભલી રાજ સભામાં,
નિત નિત નવીનપણું ધારણ કરી, દીસે પ્રગટ દુનિયામાં,
ખર્યો નથી! એકેયે કાંકરો, સ્વતંત્ર સંચરનારા,
જંગમ યશગઢ જોઇ આપના, કાયર શૂર થનારા.–૨૦

હજાર મારો હાક તોય પણ, પથ્થરના ગઢમાંથી,
શિવાજી નામ સુણાય ન કદિએ, કોઇ ઉપાય કર્યાથી,

યશ ગઢવાસી વિલાસી આપનું, પળ પળ નામ પ્રતાપી,
સુખદાયક ધ્વનિ કરતું સઘળે, અક્ષય રહી અદ્યાપિ.—૨૪

શિવલાલ ધનેશ્વર.

## ૨૮

### અફઝુલખાનની કબર પાસે.

(ચોપાયા અથવા ખરેઠી સાખી.)

બુરજ તણી સન્મુખ સમીપમાં, નીચે કબર નિરખાણી,
અરે બિચારા અફઝુલખાનની, જાણી આંખ ભરાણી. ૧

શિવાજીકેરા કુડકપટનો, ભોગ થયેલો ભોળો;
ધડથી શિર કર્યું ભિન્ન અસિથી જયમ તોપ ઉડાડે ગોળો. ૨

તે શિર તોપની સાથે ટાંગ્યું, ગઢપર પળમાં આણી;
તોપ પ્રકોપથી ચલવી પછી કરી, રિપુદળની ધુળધાણી. ૩

સલાહ થતી સુણી પ્રમાદમાં દળ, ત્યાગી મનનો ધોખો;
પડેલ તે પર તુટી પડેલા, શૂરા માવળા લોકો. ૪

એમ શૂરનું શિર દળ હણીને, હશો થયા ઉર રાજી;
પણ યશચંદ્ર વિષ લાંચ્છનરૂપ, શિર એ થયું શિવાજી. ૫

રે અફઝુલખાં કબર વિષે અહિં, સંકોચાઈ સુતેલા;
ઘણી ફોજના ધણી ધિંગા તું, એકાએક રહેલા. ૬

સુવામાટ અહિં સોડ તાણીને, આટલીજ અવનીનો;
અરે હતો ખપ તને આખરે જીવતાં લોભ ઘણીનો. ૭

વેર કરી નરકેસરી સાથે, ગાફલ રહ્યા ઘણેરા;
ભાવિ ભુલાવે ભલાભલાને, કાઢું ન વાંક તુંકેરા. ૮

ધરાતણા ધણીપણાતણો હક, ભલુ ભુજાબળ ભારે;
કારણ નહીં કુળોત્તર તેમાં, વિવેક બુદ્ધિ વિચારે. ૯

વિશેષ બળરૂપી ધનવાળો, રાજ્યરત્ન વ્હોરે છે;
તેને બળવાખોર કહે તે, આપ અબુદ્ધિ ઠરે છે. ૧૦

તું ક્યાંનો ક્યાં આવી વસેલો, કહે શાહ તુજ ક્યાંનો?
આત્ર ભુજાબળ હક્ક મનાતો, પ્રૌઢ રાજ્ય પ્રસર્યાનો. ૧૧

વિશેષ બળધન વાપરી મેળવ્યું, રાજ્ય શિવાજી રાજે;
નાહક તેનો હક્ક ડુબાડવા, કરી ચઢાઇ શા કાજે? ૧૨

અરે બધી ભુલી આડકથા, તે, કપટ મૃત્યુ પર તારા;
વિચાર કરતાં વેગે ચાલે, આંખે આંસુ ધારા. ૧૩

શિવાજીના અતિ ઘોર કૃત્યથી, આ અઘોરવન તારી,
અખંડ ઘોર થઇ તે સ્મૃતિ મન, રૂદન કરાવે ભારી. ૧૪

દુખદાયક તુજ મૃત્યુથી માહિત, જન તુજ કબર શિથિલે,
આંસુ પુષ્પ અરપ્યાવિણુ જાય ન, દયા હોય જો દીલે. ૧૫

જેના અતિ નીચ કપટ કાર્યના, ભોગ થયેલો તું તો,
રાયગઢે તે રાય શિવાજી, સોડો તાણી સૂતો. ૧૬

જેહુ રાજ્ય હક વૈભવ મહત્તા માટ કર્યાં કૃત કાળાં;
તે કુળમાં કોઇનાં રહ્યાં નથી, અતિ ચપળતાવાળાં. ૧૭

આમ જાણી હત અસ્થિરતા તો, કરત શું આવાં કાળાં?
સરલ પ્રપંચથી સંપાદત ભુમિ, કરી કૃત્યો યશવાળાં. ૧૮

દોષ તમારો દીસે અરે ના, જરૂર વિચારી જોતાં;
કપટ કાર્ય વિણુ કોને મળિયાં, મહીમાં રાજ્યો મોટાં! ૧૯

શિવલાલ ધનેશ્વર.

૨૯.

## પ્રતાપગઢનો બાંધનાર

(ચોપાયા અથવા મરેઠી સાખી.)

મ્લેચ્છરિપુ મહારાજ શિવાજી, હદ પ્રતાપ હિન્દુ આણુ;
મજબુત મુદગર રૂપ મોગલ શિર, પ્રબળ બુદ્ધિ બળખાણુ.
પ્રચંડ બળ પતિ પાસ છતાં પણુ, મદ ભરેલ મુગલાણી;
જેનું નામ સુણી થરરર કંપે, પાંપણુ આણી પાણી. ૪

વડા શાહના વક્ષસ્થળને, રાત દિવસ રગદોળે,
અભેદ્ય ચોકી તળે પણ ચોંકે, નામ જેનું કો જો લે.
ગમગિનિના ઘરમાં બેગમને, નાસ જેનું પુરી રાખે;
ઘડી ઘડીમાં ઝબકી ઊઠે તે, પલંગથી સુખ પાખે. ૮

શાહની ચતુરંગી સેનાબળ પ્રચંડની બહુધા જે,
જેનું નામ સુણી, અચેત જ્યમ મૃગ ભડકાવ્યાં મૃગરાજે.
જ્યમ પૂર્વે જગ થયું જૈનમય, વેદ ક્રિયા લય પામી,
વેદોદ્ધારકરણુ તવ વેગે, પ્રગટયા શંકર સ્વામી. ૧૨

ગ્રહી ત્રિશૂળ કર જ્ઞાનતણું વળી, વિવાદ ફરસી સતેજ,
અધર્મ મૂળ છેદી વાળ્યાં પછી, સુધર્મ બીજ સહેજ,
તેમ સોળમા સૈકામાં આ, સમગ્ર આર્યસ્થાન,
સ્વેચ્છાચારી વિશેષ મ્લેચ્છમય, હિંદુપણાની હાણુ. ૧૬

તેહ સમે રાખવા હિંદુવટ, પ્રગટયો પૂર્ણ પ્રતાપી,
સન સોળસેં સતાવીસમાંય શિવાય યવન સંતાપી,
વડા શાહ ઉર શલ્ય તુલ્ય શાહજી પુત્ર શુભ રેણી,
વીર પ્રજાના વિર્દ પામી જીજીબાઇ જનની જેની. ૨૦

ખળ ભળાવી મુગલાઇ ક્ષણુમાં, દક્ષિણમાં રહિ દૂરે;
જતા ખજાના જોર કરીને, પડાવિયા ખળ પૂરે.
એમ વિજય ધન મેળવી અતિશે, આપ પ્રતાપ બતાવી;
પ્રતાપ ગઢ બાંધ્યો દૃઢ પછીથી સાર્થક નામ સુહાવી. ૨૪

શિવલાલ ધનેશ્વર.

### ૩૦

## સ્વતંત્રતા-ખરી હિમ્મત

(ચામર)

હિંદુઓ હવે ખસૂસ હોંસ દીલ આણજો,
યોગ્ય જે સ્વતંત્રતા મતા ન તુચ્છ જાણજો;
છો તમો ગુલામગીરિ શત્રુશસ્ત્ર ઘાયલ,
રોગમાં રિબાઇ છો થયા પથારિ ગાયલ. ૧

એક વાતથી નહિં પરંતુ સંધિ વાતથી,
વેઠિઆ દિસો દુખી હું લાજું શું કહું કથી;
રાજધર્મ રૂઢિના અયોગ્ય હીણ દાસ છો,
શત્રુ રે સરસ્વતી તણા થયે નિરાશ છો. ૨

આજ આ દશા તમારી ભૂંડી શાથી આવી છે,
પૂછશો તમે વળી કહું હું વાત સાચી છે;
દાસ રે ગુલામ જુલ્મિ રાજના થયાથકી,
વ્હેમબંધને પૂરાઇ તો ગયા થકી નકી. ૩

× × ×

પૂર્વ કાળમાં થયાં છ મોટ મોટ કામ તે,
સર્વ છૂટના પ્રતાપ જેથી રાજી રામ છે;
દેશહિત ધારવા હલાવવી સ્વતંત્રતા,
વર્તવું રિતે કરી પડે ન ખાવી કો ખતા. ૪

કોઇ કોઇનું દખેલ જો ન હોત વિશ્વમાં,
ઠામ ઠામ જો અતીશ વ્યાપિ હોત એતમા;
ના નિભાત વિશ્વથી ટચાક નીમ તૂટતે,
સર્વ ખૂની નાશધુળ ઢગ એકઠો થતે. ૫

એવું છે તથાપિ કોઇ એમ કહેશે નહિં,
મૂળગી સ્વતંત્રતા ન જોઇએ કદી કહીં;
જો ન હોત તો ન દી રૂડા કદાપિ દેખતે,
માર ખાઇ ખાઇને પુંકાઇ તો ગયા હતો. ૬

× × ×

+ × ×

જે વિવેક પેટ જન્મિ હોય મર્જિ દીકરી,
માર્ણ માર મારતાં મરે નહિં કદી ખરી;
જુલ્મિ દાહમાંથી જે સીતા સમાન નીસરે,
શુદ્ધ મર્જિ શક્તિ તે સ્વતંત્રતા ભલી ખરે. ૭

જે કમાનખ પેઠે દબાયલી રહે નહિં
સોયની પેઠે ઇછેલ ધ્રુવ દાખવે સહી;
શ્વાન પુચ્છની પઠે ન તાણિ સીધિ થાય જે,
તેજ જાણવી સ્વતંત્રતાની શકિત ને મઝે. ૮

યોગ્ય રીતનો પટો સ્વતંત્રતા સુશસ્ત્રનો,
ખેલવો છટાથી ભારિ દિવ્ય માન ટેકનો;
દુષ્ટ શત્રુ આવતો દિસે સમીપ શૂરમાં
યુકિતથી સૂવાડવો ઉગામિ હાથ ધૂળમાં. ૯

× × ×

× × ×

જેટલા દિસે છે માનવી હુકો ઘણા ઘણા,
મુખ્ય છે સ્વતંત્રતા નથીજ તેહમાં મણા;
આવશે દિ કેદિ કેદિ છૂટશું ગુલામિથી ?
ના નિરાશ થાવું ભાઈ દેવ લાવશે મિતી. ૧૦

સર્વ સાર એટલો સ્વતંત્રતા હિરાકણી,
છે વીંટી અગત્યની કહો અરે જરૂરની;
સૂક્ષ્મ તે પરંતુ દેવદત્ત જાણવો વર,
શ્રેષ્ઠ સૃષ્ટિમાં અનૂપ જેથી શોભતો કર. ૧૧

લાભ થાય છૂટથી ગણિતથી ગણાય ના,
કાવ્યમાં લખાય ના કવિથી તે ભણાય ના;
દુઃખને દળો ન કેમ શૂર છૂપું રે છતે,
લો હવે વીરો સહુ ઉઠોજ યોગ્ય હિમ્મતે. ૧૨

નર્મદાશંકર.

## ૩૧

## સાહસ કરવા વિષે.

(લાવણી.)

સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે,
યા હોમ કરીને પડો, ફત્તેહ છે આગે. ટેક.

કેટલાંક કરમો વિષે, ઢીલ નવ ચાલે,
શંકાભય તો બહુ રોજ, હામને ખાળે;
હજી સમય નથી આવિયો, કહી દિન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે, અર્થ કો કાળે,
ઝંપલાવવાથી સિદ્ધિ, જોઈ બળ લાગે,

યા હોમ૦—૧

સાહસે કર્યો પરશુએ, પુરો અર્જુનને,
તે પરશુરામ પરસિદ્ધ, રહ્યો નિજ વચને,
સાહસે ઇંદ્રજિત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ જાણે,
થઇ ગઈ જંગમાં મર્દ, હક્ક નિજ માંગે,

યા હોમ૦—૨

સાહસે કોલંબસ ગયો, નવી દુનિયામાં,
સાહસે નેપોલ્યન ભિડયો, યુરપ આખામાં,
સાહસે લ્યુથર તે થયો, પોપની સામાં
સાહસે સ્કાટે દેવું રે, વાળ્યું જોતામાં,
સાહસે સિંકદર નામ, અમર સહુ જાણે,

યા હોમ૦—૩

સાહસે જ્ઞાતિના બંધ, કાપી ઝટ નાંખો,
સાહસે જાઓ પરદેશ, બીક નવ રાખો;
સાહસે કરો વેપાર, જમે બહુ લાખો,
સાહસે તજી પાખંડ, બ્રહ્મ રસ ચાખો;
સાહસે નર્મદાદેશ, દુઃખ સહુ ભાગે.

યા હોમ૦—૪

નર્મદાશંકર.

## ૩૨

### ઝટ ઝટ ચાલોજી.

ઝટ ઝટ ચાલોજી રણમાં ખૂબ લડોજી. ટેક.

શત્રુ સંખ્યા જોઇ ડરો ના, અવિચળ રહીને તાકો;
જેમ જીતીએ વધારે શત્રુ, વધારે જસ રસ ચાખો. ઝટ૦ ૧

સર્વ વાતની તંગીમાં છો, જીત થયે સહુ મળશે,
ઉદ્યમનું ફળ મળે ખચીતે, ઘણોજ બદલો વળશે. ઝટ૦ ૨
ઉદ્યમ ખંતે શું ન બને રે, પ્હાડ પાણી થઈ જાએ,
આગગાડીની સડક જોઈને, ઉત્તેજન લેવાએ. ઝટ૦ ૩
છૂટ માનને જતાં જોઈને, કોના દિલમાં ન દાઝે?
એક એક જણ બની સિપાઇ, લડે દેશને કાજે. ઝટ૦ ૪
સ્થિતિ પૂર્વની સંભારીને, ખરૂં હુંપદ રાખો,
હાર થાય તો ફરી લડીને, અરિને નીચે નાખો. ઝટ૦ ૫
માણસ મર્દ બહાદુર ટેકી, સાચા ઉદ્યમી રહેજો,
ધીરજથી બહુ ખંત રાખતાં, ગુમાવ્યું પાછું લેજો. ઝટ૦ ૬
ભણ્યા ગણ્યા છો ઝાઝું કહું શું, કૂચ કરો સહુ વ્હેલા,
વીરજ નર્મદ હરી કૃપાથી, ઉઘાડી દો શ્રી–ડહેલાં. ઝટ૦ ૭

નર્મદાશંકર.

## ૩૩

## સજ થાઓ!

(૫૬)

સજ થાઓ કરી મન ચંગા, એ તો વાજે છે રણુરંગાંરે–સજ૦ ૧
પૃથવીનો છે છેડો ઘર ને જન છે ઘરસુખ સંગારે–સજ૦ ૨
ઘરના સુખને સારૂ મથવું, કરવાને અભંગાંરે–સજ૦ ૩
વેરી તો મંડયા છે હણવા, આપણુ ખમિયે તંગાંરે–સજ૦ ૪
કહીં પુરૂવાડા કહીં ડંખ મારો, માંડો જુદ્ધ વળી ધંગાંરે–સજ૦ ૫
ખાડામાંનું મળજળ પીએ, કાં ન પીએ જળ ગંગારે–સજ૦ ૬
નર્મદ વીરા જયસુખ અર્થે, થશું અમે ઓ ઉમંગારે–સજ૦ ૭

નર્મદાશંકર.

## ૩૪

## "ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું"

(પદ)

ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું;
વેણ કહાડયું કે ના લટવું ના લટવું. ટેક.

સમજીને તો પગલું મુકવું, મુકીને ના બીવું,
જવાય જો નહીં આગળ તોયે, ફરી ન પાછું લેવું.—ડ૦ વેણુ૦ ૧

સંકટ મોટું આવી પડતે મોઢું ન, કરવું વીલું,
કળે બળે ખુબ લડવું પણ ના કરવું ફરવા ઉંચું.—ડ૦ વેણુ૦ ૨

જ્યાં ઉભા ત્યાં ચોંટી રહીને, વચન લેવું સબળું;
આભ પડો કે પૃથ્વી ફાટો, તોય ન કરીયે નબળું.—ડ૦ વેણુ૦ ૩

ફતેહ કરીને આગળ વધશું, અથવા અહીયાં મરશું;
પણ લીધેલું તે પાળીશું, રે વજ્જરનું કરશું.—ડ૦ વેણુ૦ ૪

તજી હામ ને ઠામ મુકવા, ખુણા જે કો ખોળે;
ધિઃક કાયર તે અપયશરૂપી, ખાળકુંડીમાં બોળે.—ડ૦ વેણુ૦ ૫

નાસી જાતાં હસે શત્રુઓ, સાથી ફિટ કહી કહાડે;
બીકણ બાયલા નામર્દા એ, નામ મળે ઉપાડે.—ડ૦ વેણુ૦ ૬

પોતાનો પસ્તાવો થાયે, જખ મારી રે ભારે;
મુવા નહીં કાં કરી પરાક્રમ, રણે ઉઠાવ્યું જ્યારે.—ડ૦ વેણુ૦ ૭

શૂરવીર તે જશનો લોભી. હીંમત મદિરા પીએ;
ઉમંગથી તે ધસી વધે વા, ખૂબ ટકાવી રાખે.—ડ૦ વેણુ૦ ૮

ભણીગણી જન પુખ્ત વિચારે, પાયો નાખે મજબૂત;
કો કાળે પણ જસ મોટો લે, નર્મદ કેરૂં સાબૂત.—ડ૦ વેણુ૦ ૯

નર્મદાશંકર.

## ૩૫

### રણધીરા રજપૂત

(સવૈયા એકત્રીસા)

કેસરિયાં કપડાં કરી કુદે, સાહી અને કરમાં સમશેર,
મચે મરણિયા થઈને રણમાં કરે આંખ ફાટીથી ફેર;
ભાન તજી રણભૂમિ ગજવે જાણે તનમાં વળગ્યું ભૂત,
અરે! ગયા ક્યાં આર્યભૂમિના રણધીરા એવા રજપૂત? ૧

રાણી જાયા નામ રાખીને કરતા આરંભેલું કામ;
માથું મૂકી મચે સમતમાં હુણાક ખાઇ નવ છોડે હામ;
ખખડે ખાંડાં ખરાં હાથમાં વસમી શું ચમકે વિદ્યુત,
અરે! ગયા ક્યાં આર્યભૂમિના રણધીરા એવા રજપૂત? ૨

ફુંકે પરવત ફાડી નાંખે સાંખે નહિં રિપુના બોલ,
રાખે રંગ જઈને રણમાં ઝાંખે નીજ પરિયાનું તોલ;
સાંધેલા સાંધા નહિં તેના સઘળાં હાડ સરસ સાબૂત,
અરે! ગયા ક્યાં આર્યભૂમિના રણધીરા એવા રજપૂત? ૩

ન્યાય રીતથી લડઈ મચાવે ઢમ ઢમ ઢમ વગડાવે ઢોલ,
છાનો છાપો કદી ન મારે પાળે મુખે વદીને બોલ;
નમી જાય અરિ દમી ન દંડે, ધન્ય શોહ શૂરાના સુત,
અરે! ગયા ક્યાં આર્યભૂમિના રણધીરા એવા રજપૂત? ૪

ધનુષ્ય સમાણી દૃષ્ટિ રાખે ઢાલ સમાણી રાખે ધીર,
શરના જેવો સ્વભાવ રાખે ને અસિ જેવું રાખે નીર;
ડગે મેરૂ પણ ડગે નહિં દિલ મહાધીર એવા મજબૂત
અરે? ગયા ક્યાં આર્યભૂમિના રણધીરા એવા રજપૂત? ૫

પઠ્ઠા જેવા પરમ પરાક્રમી નરસ નહિં હૈયું તલ માત્ર,
લાખોમાં સાખો કરી ઘૂમે વજ્ર સમાણાં જેનાં ગાત્ર;
જેને જોતાં થર થર ધ્રૂજે એક વાર જમના પણ દૂત,
અરે ! ગયા કયાં આર્યભૂમિના રણધીરા એવા રજપૂત ? ૬

કયાંહાં કરણ ને ભીમ ભગીરથ કયાહાં ભીષ્મ પિતા ભડવીર,
કયાંહાં રામ બલરામ ફરશિધર કયાં કૌરવ પાંડવ રણધીર;
તે તકમાં કયાં જતા રહ્યાને છતા રહ્યા છતમાં તાબૂત,
અરે ! ગયા કયાં આર્યભૂમિના રણધીરા એવા રજપૂત ? ૭

ધન્ય ટેક રાવણ રાણાનો રણાંગણે ન નમાવ્યું શીર,
ખરો ક્ષત્રીનો ધર્મ જાળવ્યો જઈ લડયો જોડે રઘુવીર;
ઇંદ્રજીત ને ધન્ય કુંભશ્રુતિ ડગ્યા ન મર્ણ લગી અબધૂત;
અરે ! ગયા કયાં આર્યભૂમિના રણધીરા એવા રજપૂત ? ૮

પૃથીરાજ ચહુઆણ કયાંહાં છે કયાહાં ભુવડ જયશિખરિ જોધ,
કયાંહાં શૂર સુરપાળ અને વનરાજ આજ હેવાને બોધ;
આપ પ્રતાપ ગયો અહિયલ કયાં પરાક્રમી જનનીનો પૂત,
અરે ! ગયા કયાં આર્યભૂમિના રણધીરા એવા રજપૂત ? ૯

રાતા રાણ સમાણા રંગે તાતા અગનિ જેવું તેજ;
માતા મસ્ત મદોન્મત્ત મોટા શકે સાંખી શબ્દો નહિં સ્હેજ;
હઠે હઠીલા નહિં હામ તજી આવે સામું સૈન્ય અચ્યુત,
અરે ! ગયા કયાં આર્યભૂમિના રણધીરા એવા રજપૂત ? ૧૦

પૃથ્વી માટે પ્રાણ કાઢતા દબાવવા નવ દેતા દેશ,
તેના વંશજ હાય ! બાયલા પડી પરાધીન પામે કલેશ;
એ દુઃખની દીલગીરી ચિતરવા નથી સમર્થ બુલાખીરામ.
રામ રામ શ્રી (ટૂંકો) ૧૧

બુલાખીરામ.

## ૩૬

## ક્ષત્રાણીનો રણોત્સાહ.

(લાવણી)

લોહિ ઉકળ્યાં રજપૂતોનાં, તેલ કઢાયે જયમ ઉકળે,
ક્ષત્રાણી સહુ કહે ક્ષત્રિને, "પાછિ પાનિ નવ પડે અરે;
શત્રુ સર્વ સંહારી નાંખો, એ પાંતીની પીડા ટળે,
ઉતારિ લો આ ઘરેણું ગાંઠું, કરો ખર્ચ જેટલું વરે !—૪

જાયા હો ક્ષત્રાણી કૂખે, ધરો ક્ષત્રિગુણ દીલ ખરો,
નહિં તો પે'રો તમે કાંચળી, અબળાનો શણગાર ધરો !
અમે ખાંડું લઇ રણે ઝુઝશું, મારિ પાડશું શત્રુ સહુ,
ખીજી સિંહણી હોય જોરાવર, લઢવામાં સિંહ થકી બહુ."—૮

ધન્ય શૂર ધન્ય અબળાનું બળ, એ માતાઓ કયાં ગઇઓ !
જોન આર્ક[1] ને ફ્રેન્ચ વખાણે, પણ એવી લાખો થઇઓ,
રાણી[2] એલિઝાબેથ મર્દ થઇ, કરે ગર્વ અંગ્રેજ ઘણો,
પણ શુરી સદ્‌ગુણી રજપૂતાણીથી, ભાવ ઘટે એ રાણીતણો.–૧૨

સુણી નારીનાં વાંકાં વચનો, સિંહ ગર્જના કરી ઊઠયા,
ખાઇ કસમ મૂકયું જળ ભૂ પર, હણવા શત્રુ હવે રૂઠયા;

---

૧. એક ગરીબ માણસની છોકરી. ઇંગ્લાંડનો સેલીસબરીનો અર્લ ફ્રાન્સ ઉપર ચઢી આવ્યો ત્યારે ઓરલીન્સમાં અંગ્રેજ લોકો હબક પામી પાછા હઠયા હતા તે એ એકલી છોકરીની જ બહાદુરીથી. તેણે કહ્યું કે રાતે મને પરમેશ્વર મળ્યા ને કહી ગયા કે તારાથી ફ્રાન્સનો રાજા દુઃખમાંથી છૂટી આદીપતિ થશે. અંતે તે પકડાઇને મારી મઇ, ઇ૦ સ૦ ૧૪૨૮.

૨. ઇ૦ સ૦ ૧૫૫૮માં ઇંગ્લાંડમાં ગાદીએ બેઠી.

માત કહે બાળકને "બેટા, રખે રણે પાછો ફરતો,
રખે લજવતો કૂખ માહરી, કૂળ રખે કાળું કરતો,–૧૬

હું ઘરડી આશીશ દઉં જે, 'ફતે' પામશે સંગ્રામે,
રક્ષા બાંધું જેથી દેવ સહુ, સાહ્ય આવશે સહુ કાળે"!
વૃદ્ધ બાપ કે' "પળીયાં ક્યારે, આ સોનેરી કે'વાશે,
રણે જીતિ આવે જશ પામી, કે રણમાં મરવું ચાહે."–૨૦

કહે નારી "સાંચરો સુખેથી, ધર્મ બજાવો ખરેખરો,
એક જીત સુણિ શબ્દ એકલો, શોક સર્વ કરનાર પરો;
કદી પડે તન રણે તમારૂં, નહીં શોક કંઇ થાવાનો,
સતી થઈ લઇ પિયૂ ગોદમાં, મળે લાભ બળિ મરવાનો!–૨૪

જઇએ સાથે સજોડ સ્વર્ગે, મોજ માણીએ તે ધામે,
એથી સારૂં કયું જગતમાં કીર્ત્તિ અમર સંઘે જામે!
જો આવ્યા કદી જીત કરીને, હરખ પૂર બહુ છલકાશે,
પ્રેમનદીમાં પછી ઝીલતાં, દીન રાત સહુ વહિ જાશે.–૨૮

પણ આવ્યા જો હાર ખાઇને, પૂઠ બતાવી જો રણને,
તો એવા હેવાતન કરતાં, ચાહિશ બહુ વિધવાપણને!
માટે સ્વામી બનો કેશરી, કરી જીત ઝટ અહિં આવો,
તુર્ક ટોપિની કલગી મારી, કંચૂકી માટે લાવો.–૩૨

મુકી છોગલું વાંસે બાંધિશ, પથારિએ રોળીશ સદા!
જીત તમારી થએલિ રણમાં, એથી સાંભરશે સર્વદા."
ભેટિ નારિયો, લઈ ચૂમીઓ, વધા જતાં પથે પોતે,
"હવે ભેટિશું શત્રુઓને, આણુ કાઢિશું વણ મોતે!"–૩૬

હરગોવિંદદાસ દ્વારકાદાસ.

## ૩૭

## સ્વદેશબંધુનું કર્તવ્ય.

(ઉપજાતિ છંદ)

સ્વદેશની દાઝ વિશેષ ધારે, રાજા પ્રજાના હિતને વિચારે;
કદી ન મિથ્યા ભભકો કરે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૧

સ્વતંત્રતાની સમશેર ઝાલે, દબાઇને કોઈ થકી ન ચાલે;
નહિં રિપુને નિજના નમે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૨

કુટુંબપોષી જન જેહ હોશે, શ્રમે કરી નિજકુટુંબ પોષે;
સ્વદેશ આખા તણી શોધ લે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૩

સ્વદેશને શૌર્ય વડે ગજાવે, તથા વળી કાયરતા તજાવે;
રણાંગણે રંગ રૂડો રચે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૪

સ્વદેશ કીર્ત્તિ સુણી ખૂશ થાશે, સ્વદેશનું સુંદર ગાન ગાશે;
તૈયારી તેવા બનવા કરે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૫

કહ્યા પ્રમાણે કરીને બતાવે, સ્વદેશમાં સંપવડો સ્થપાવે;
દુઃખી સ્વદેશે દિલમાં બળે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૬

જુના કુચાલો જડમાંથી કાઢે, સ્થાપી નવા સુખ પ્રજા પ્રમાડે;
હરામીચોથી ન કદી હઠે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૭

અધર્મીનું માન નિદાન મોડે તે પ્રીતિ સર્વેશ્વરનાથી જોડે;
સદૈવ સુમારગ સંચરે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૮

પોતા તણું પોષણ થાય કે ના, સ્વાત્મા બચે કે પણ તે બચે ના;
સ્વદેશનું શુભ સદા ચહે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૯

કયાં ભૂમિ મારી કહીં જન્મ ધાર્યો, કયાં બંધુ મારા કહી મુજ ચાશે;
એની સ્મૃતિ અંતરમાં રહે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૧૦

જાતિ તથા ધર્મ તણી જુદાઈ સ્વદેશબંધુ ગણશે ન કાંઈ;
સમાનતા સર્વ થકી સજે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૧૧

કાં હિંદુ પારસી દીનધારી સ્વદેશના વાસિ પુરુષ નારી;
તે બહેન ભાઈ સરખાં ગણે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૧૨

સ્વદેશ સાટે શિર જાય ક્યારે તથાપિ તે હિમ્મત કેમ હારે;
મથી રિપુ સૈન વિશે મચે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૧૩

સ્વદેશ મારો મુજ આ નરેશ આ દેશિ મારા મુજ ભોમ બેશ;
એવું અભિમાન ઉરે ધરે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૧૪

વિદ્યા તથા ચિત્ત વડે કરીને, દેશી જનો કેરી દયા ધરીને;
પરોપકારે પગલાં ભરે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૧૫

રિદ્ધિ તથા સિદ્ધિ વસે સ્વદેશે, કુબુદ્ધિની વૃદ્ધિ થવા ન પેસે;
એના ઇલાજો ઘટતા રચે છે, સ્વદેશબંધુ તણું કામ એ છે. ૧૬

સ્વદેશબંધુજન જ્યાં વસે છે, તે ભૂમિને ધન્ય સહુ કરે છે;
એ ભૂમિ છે જાણ પ્રત્યક્ષ સ્વર્ગ એ લોક છે દેવ સમાન વર્ગ. ૧૭

સ્વદેશબંધુ સુખ ઝાઝું પામો, નિવૃત્તિમાં પ્રેમ વડે વિરામો;
રૂચિ સદા અંતર માંહી રાખી, આશીશ એવી અરપે બુલાખી. ૧૮

બુલાખીરામ.

## ૩૮

### સ્વદેશ ઉપર મમતા રાખવા વિષે.

("ઓધવજી સંદેશો કહેજો શ્યામને—રાગ")

સ્વદેશની મમતા મનથી નવ મૂકીએ
સો એ સો કદી સંકટ આવે શિષ જો;
ચૂરા થઈ પડિયે પણ ચિત્ત નવ ચૂકીએ,
સ્વદેશનું શુભ ચિંતવીયે દિન નીશજો. સ્વદેશની૦ ૧

જન જાતિનો દેહ ધર્યો જે દેશમાં,
તે ભૂમિને ગણીએ માતા તુલ્ય જો;
હેડે ધરીયે હેત વિશેષ હમેશમાં,
ઉત્તમ ગણીયે અંતરમાંહિ અમૂલ્ય જો. સ્વદેશની૦ ૨

સદૈવ કરીએ જતન સ્વદેશ સુધારવા,
કામ પડે તો કરીએ તન કુરબાન જો;
વળી શ્રમ કરીયે ત્યાં ઉદ્યોગ વધારવા,
સ્વદેશ તરતો કરવા ધરીયે તાન જો. સ્વદેશની૦ ૩

સ્વદેશના રાજાનું સારૂં ઇચ્છીએ,
પવિત્ર તે તો પ્રજા તણો છે ધર્મ જો;
પુરાણ શાસ્ત્રો પાનાં પેખી પ્રીછીએ,
રાજદ્રોહ કરે તે કુત્સિત કર્મ જો. સ્વદેશની૦ ૪

દેશ તજી પરદેશ વિષે રળવા જવું,
પણ બહુ ધરવો સ્વદેશ ઉપર પ્રેમ જો;
સ્વસ્થાનકથી દિલે ઉદાસી નવ થવું,
નિજ જનિતાથી હેત ન તજીએ જેમ જો. સ્વદેશની૦ ૫

મરણ પથારી પર તો સૌ પ્રાણી મરે,
કહીએ તેની કાયા ગઇ નકામ જો;
જો કાયા કુરબાન સ્વદેશ લીધે કરે,
નવજુગ તેનાં રહ્યાં છે નિશ્ચળ નામ જો. સ્વદેશની૦ ૬

સંપ વધે સૌ જનને જેમ સ્વદેશમાં,
એવા એવા કરીએ અધિક ઉપાય જો;
કષ્ટ ન પામે કોઇ કુસંપ કલેશમાં
સંપી જંપીને સૌ સુખિયાં થાય જો. સ્વદેશની૦ ૭

પોતાના ટંટા પોતે જ પતાવજો,
સમજુ હો તો જશો ન કદી સરકાર જો;
પંચ જનો પાસે પંચાયત કરાવજો,
ખચીત નહિં તો થાશો ખૂબ ખુવાર જો. સ્વદેશની૦ ૮

દલપતરામ.

## ૩૯

## પ્રેમ શૌર્ય

(રોળાવૃત્ત.)

પ્રેમ વનાં શૂં અહીં, તહીં શૂ પ્રેમ વનાંનુ;
પ્રેમ પ્રેમમય જગત, પ્રેમથી મુકિત માનૂં.
ઉત્પત્તિ સ્થિતિ તેહ, પ્રેમથી થયાં કરે છે;
પ્રેમ જગતનું તેજ, એથી સહુ ચળકી રહે છે.
ઇચ્છા આકર્ષણુ, મૂળ વેદાન્ત કહે છે;
હું કહું એ બે તત્ત્વ, પ્રેમમાં નિત્ય રહે છે.
સાધુ સંત કવિ ભકત, જ્ઞાની તપ કરતો જોગી,
પ્રેમ શૌર્યથી થાય, ચિદાનંદ કેરો ભોગી.
ધર્મ અર્થ ને કામ, મોક્ષ એ મળતાં પ્રેમે;
મન વચ કર્મે એહ, ખરો દાખવવો નેમે.
તુજ મુજ પ્રેમે જાય, થાય મ્હારૂં ને મ્હારૂં;
પછી સાહ્ય ને શૌર્ય, કહું શત્રુને મારૂં.
પ્રેમ થકી છે શૌર્ય, શૌર્યથી પ્રેમ મચે છે;
સ્વર્ગ મૃત્યુ પાતાળ, પ્રેમ શૌર્યે દીપે છે.
પ્રેમ શૌર્ય ના હોત, જગત ના તેજી મારત;
સ્વાભાવિકને કેમ, પુષ્ટ ના કરવાં આરત ?—૪૬

મનુશા દેહમાં પ્રેમ, દેશનો સહુથી ઊંચો,
સમજિ દાખવે જેહ, તેજ નર જાણો ઊંચો;
ગયું ગમે ત્યાં હોય, ઘેર આવ્યું જન તાકે,
એવો ઘર પર પ્રેમ, મ્હારૂં મ્હારૂં સહુ ભાખે.
એમ ન કહે જે જન, માતબર હોએ ઝાઝું;
પશુ પણ નહિ પાષાણ, હુનાથી હું તો દાઝું.
એવાંને ધિઃકાર, માન આપે તેને પણ;
પલીત રાખસ તેહ, વસે નહિં કોઈને મન.
નીજ ભૂમિ છે માત, પ્રેમ તેશું સ્વાભાવિક;
થોડા જાણે હોય, ન જાણે ત્હેને તો ધિક.
દેશ-ભક્તિ--અભિમાન, જેહ રાખે તે માણસ;
ઢોર ન જાણે કાંઈ, ભણે માણસ શું જસજસ?
છે સઘળા નિજ ભાઈ, દેશ ભૂમી સહુની મા;
હોય જ્યાં એ સમજ, થાય ત્યાંજ જસની સીમા.
સુખી દેશ કહેવાય, હોય જ્યાં સુખીયાં ઘરજન;
સુખિયાં ઘર જન તહાં, જહાં પ્રેમી શૂરાં મન.-

નર્મદાશંકર.

## ૪૦

## 'સુધરો કહેતાં પહેલાં સુધરો આપ જો.'

("ઓધવજી સંદેશો કે'જો શ્યામને")

હે દેશીઓ સામાસામી શું જુઓ?
જોતાં જોતાં આંખો મીંચઈ જાય જો;
ભવિષ ભરોંસો રાખી ઘેલા કાં સુઓ,
ઉઠો ઉભા થઇ પડો બા'ર જગમાંયજો; હે. દેશીઓ૦ ૧

હાથ જોડીને ટકટક જોયા શુ કરો ?
મિથ્યા નિરૂપયોગી આ અવતાર જો;
લોક સુખ સાધન સૌ હિમ્મતથી ધરો
દુઃખ નિવારણુ કરજો પૂરા પ્રકાર જો. હે. દેશીઓ૦ ૨

અતલગ રહીને મતલબ આપ ન કાઢતા,
એમાં તે શા માર્યા મોટા વાઘ જો;
શૂરવીર તે ખરી હામ દેખાડતા,
સુખમાં નહિ પણ દુખમાં શોધી ભાગ જો. હે. દેશીઓ૦ ૩

"સુધરો સુધરો" કહ્યે સુધારો નહિ થશે,
'સુધરો' કે'તાં સુધરો પે'લા આપ જો;
બાળ કાળ સુધારા વિના વહી જશે,
જો નહિ સુધરો પે'લા પોતે બાપ જો. હે. દેશીઓ૦ ૪

માટે સજ્જન તનમન ધન અર્પણ કરી,
શોભાવો સૌ આજ સુધારા કાજ જો,
તે સાટે રિધ સિધ દેશે ઇશ્વર ખરી,
અને વળી આશિષ દેશે આ રાજ જો. હે. દેશીઓ૦ ૫

મલબારી.

## ૪૧

## ધીરે ધીરે.

(૫૬)

સજ્જન સંભળાવજો રે, ધીરે ધીરે સુધારાનો સાર;
સજ્જન સ્નેહ સહિત સંભળાવજો. ટેક.

છોટી અક્કલવાળા આગળે, મુખે ન વદિયે મોટી વાત;
પાશેર કેરા પાત્રમાં, કેમ શેર સમાશે સાત.—સજ્જન. ૧

લાખો કીડી પર લાડવો, આખો મેલિયે તો મરી જાય;
ભૂકો કરી ભભરાવીયે, તો તે ખાસી રીતેથી ખાય.—સજ્જન. ૨

માંકડાં લઈને માનવી, બેઠો નાવમાં દઇને નૂર;
ભડકાવે તો તે અભાગિયાં, પડે કુદી પાણીને પૂર.—સજ્જન. ૩

જેમ સમજે જેવી રીતથી, તેને પણ સમજાવીએ તેમ;
બે'રો તો સમજે સાનમાં, ત્યારે કરીયે લવારો કેમ.—સજ્જન. ૪

બાળક આગળ બોલિયે, ત્યારે બનિયે બાળક રૂપ;
ભૂ બાઉ તાત્યા ભાખિયે, ભલે હોઈએ ભણેલા ભૂપ.—સજ્જન. ૫

પલક ટકે નહિં પેટમાં, જો ખાય બીલાડી ખીર;
ખામુખાશીદ ખવરાવીએ, તે વિચારોને મારા વીર.—સજ્જન. ૬

જંગલ કેરાં જનાવરો, આપે પાળવા કરિયે જો આશ;
એવું આદરિએ કે આપણી, પાસે વસે કરી વિશ્વાસ.—સજ્જન. ૭

ધીરે ધીરે નિત્ય ધીરવી, એને અક્કલ શિખવીએ અનેક;
હળીમળી હેત વધારિએ, પણ છૂટા ન પડીયે છેક.—સજ્જન. ૮

નિશાળિયાને ગમે નહિં, આપે શિક્ષક જો એવું જ્ઞાન;
નાશીને જાય નિશાળિયા, મળે શિક્ષકને કેવું માન.—સજ્જન. ૯

છણુછણુતે તેલે છાંટિયે, લઇને નિર્મળ ઠંડું જોનીર;
સળગી ઉઠે એ તો સામટું, વળી સામાનું બાળે શરીર.—સજ્જન. ૧૦

સજ્જન ને મન શુદ્ધ છે, પણ વિશ્વ વિરૂદ્ધ વિચાર;
બહુ જનમાં ન બોલિએ, જેથી ઉપજે ઉપાધિ અપાર.—સજ્જન. ૧૧

સંસારિ જનને સુધારશો, રૂડી રાખીને એવી જો રીત;
દલપતરામ ના દેવની, તમે પામશો પૂરી પ્રીત.—સજ્જન. ૧૨

દલપતરામ.

## ૪૨

### ભણી ઉતર્યા.

રે રાજેશ્રી? શીખી રહ્યા કે ઊઠ્યા જ્યાં નિશાળથી?
તમે પોપટજી? પઢી ગયા શું સંભારો સંભાળથી-ટેક.

તમે ગોખી ગયા છો પોપટિયું, પણ સમજણ સાથ ન જ્ઞાન થયું,
તે પણ બચપણ જાતાં ન રહ્યું. રે રાજેશ્રી૦—૧

મુખ રામ રામ પોપટ પઢશે, પણ, રામ કોણ નહિં જ્ઞાન થશે,
દાડમ કે દ્રાખ શું રામ હશે? રે રાજેશ્રી૦—૨

તુજ પરિશ્રમ માત્ર પસાર થવા, પણ નો'તો કાળજું કેળવવા,
સંસ્કાર થયા નહિં શુદ્ધ નવા. રે રાજેશ્રી—૩

વિદ્યા ત્રિપક્ષી દક્ષ વદે, અભ્યાસ વિના રે નહિંજ રૂદે,
ઉતારી મૂકે મૂઢ પદે. રે રાજેશ્રી—૪

વાંચન લેખન આવડવાનો, નથી મુખ્ય હેતુ એ ભણવાનો,
સમજણ સુવિવેક સુધરવાનો. રે રાજેશ્રી—૫

છે મુખ્ય હેતુ મન શુદ્ધ થવા, નિષ્પક્ષપાતથી પારખવા,
સામાન્ય જ્ઞાન વળી વધવા. રે રાજેશ્રી—૬

શિશુ વયમાં સાવ ન પાર પડે, મન સારૂં થાય વિદ્યાજ વડે,
પછી સંગ પ્રમાણે રંગ ચડે. રે રાજેશ્રી—૭

ઇશ્વરની કુદરત અજબ તરે, નિતનિત નવું નવું શિખવાનું ખરે,
ફોકટ મન ફૂલી કાં તું ફરે? રે રાજેશ્રી—૮

ભણવાનું તો ખરૂં નાનપણે, પણ કરવો અમલ જુવાનપણે,
નહિં તો મુંડાવાને શું ભણે? રે રાજેશ્રી—૯

વલ્લભદાસ પોપટ.

# ૪૩

## દરિયા કે દરબાર.

(દોહરો)

જળ ઠેકાણે સ્થળ કરે, સ્થળ ત્યાં જળ તૈયાર,
ધરે શક્તિ એ અંગમાં, દરિયો કે દરબાર.—૧

પડતી મટી ચડતી થવા, જો વીર કરો વિચાર;
ખેડો ખાંત વડે ખરી, દરિયો કે દરબાર.—૨

સુકાનને સંભાળીને, સઢથી ધારે પ્યાર;
શકે ડોળએ દાવથી, દરિયો કે દરબાર.—૩

રહે રત્ન જેવા નિકટ, સમિપ શંખ સરદાર;
ભલા ભુંડાને નભાવિ લે, દરિયો કે દરબાર.—૪

રીઝતો રૂડિ રિદ્ધિથી, ભરિ આપે ભંડાર;
ખીજ્યો સરવસ ખુંચિ લે, દરિયો કે દરબાર.—૫

(જેની) મહિપર મહામાયા તણી, અલખત અપરંપાર;
ખૂટે નહીં ખુટાડતાં, દરિયો કે દરબાર.—૬

હદનો હક સંભાળિને, ધરે સદૈવ સુમાર;
કોપે તો લોપે સહજ, દરિયો કે દરબાર.—૭

જાહોજલાલી જેહની, મહા જગત મોઝાર;
જીવન દાતા જગતને, દરિયો કે દરબાર.—૮

મોજે મ્હાલે મગનમાં, અને અમલ અધિકાર;
ગાજે ઝાઝે ગૌરવે, દરિયો કે દરબાર.—૯

પ્રસન્નતા પામી પુરણ, પ્રવેશ પામે પાર;
સેવ્યા વ્યર્થ જશે નહીં, દરિયો કે દરબાર.–૧૦

અંદર ઉતરી યુક્તિથી, શોધે બારિક સાર;
ફતેહ મેળવે સેવી તે, દરિયો કે દરબાર.—૧૧

જોખમ ધારે જીવનું, આ કે પેલી પાર;
નહિ તેને પૂળ કેમ દે, દરિયો કે દરબાર.—૧૨

નિજ નસીબ અજમાવવા, અચુક સેવવા યાર;
કળાવંત — વેપારિએ, દરિયો કે દરબાર.—૧૩

ઉડે અધિક જ્યાં વાવટા, જ્યાં હય ગજની હાર;
સાહ્યબી પેખી સમજજો, દરિયો કે દરબાર.—૧૪

ધન રમવા કાજે ધરે, ધંધ અનેક પ્રકાર;
નસિબ વિના ન ફળે કદી, દરિયો કે દરબાર.—૧૫

બુલાખીરામ.

## ૪૪

## માળાકાર ભૂપાળ

(છંદ મનહર)

માળાકાર ભૂપાળની એક રીત શુણુ બાળ,
માળાકાર કાપી નાખી વ્રખ પૂરી વાવે છે;
ભૂપાળ કપાળનો ભરોંસો તતકાળ ત્યજી,
દેશ બાળનારને સંભાળીને ખપાવે છે;
માળી જેમ છોટું વ્રખ મોટું કરે શ્રમ કરી,
અતિ મોટું દેખે તેને છોટું શું બનાવે છે;
ભૂપાળ છોટાપણું મોટાપણું પ્રજાનું જોઈ,
માળી પેઠે પાળી ટાળી પ્રજાને ઠરાવે છે. ૧

માળી જેમ કાંટાળા કાંટાળી ઝાડી ટાળી ટાળી,
સંભાળી સંભાળી સારા વ્રખને સુધારે છે;
ચોરને ચંડાળને જુહાળને ઠગાળ, નાસ્તિ-
કાળને ભૂપાળ તત્કાળ દેખી મારે છે;
તરૂ જો સુકાય માળીનો ઉપાય પાણી પાય,
જાણીને ન પાણી પાય તો કમાણી હારે છે;
પ્રજા જો પીડાય તો ઉપાય શોધે રાય, ને
ઉપાય જો ન થાય તો એ રાજ પરવારે છે. ૨

માળી વ્રખ પાળી પાળી રૂપાળી રૂપાળી ડાળી,
ફળ ફૂલ વાળી ભાળી ભાળી રાજી થાય છે;
બાગ તો અથાગ ઠિક ઠાક જાણે ફાગ ફૂલ્યો,
એવો રાગ રાખે તારે કુટુંબ પોખાય છે;
તેમજ નરેશ બેશ દેશને હમેશ દેખી,
વિશેષ વિશેષ વસુધેશ હરખાય છે;
જેમ જેમ સારી પ્રજા વૃદ્ધિ પામે હેમ ખેમ,
તેમ તેમ ભૂપતિના ભંડાર ભરાય છે. ૩

× × × ×

(દ્રુમિલા છંદ)

ગજરાજ અવાજ કરે કપરા,
પણ તે ગજરાજ ટળેજ ટળે;
સુખસાજ જહાજ સમાન દિસે,
પણ તે સુખસાજ ચળેજ ચળે;
ધનકોશ ભર્યા જળ જોગ સુધી,
પણ તે ધનકોશ બળેજ બળે;

તજિ નીતિ અનીતિ ઉપાસનમાં,
નરનાથ તણું દિલ જે દિ ભળે. ૪

ગટુલાલ.

## ૪૫

### નર્મદ.

નાગર નરનું નૂર, શૂર સારા કામોમાં,
ભારતીથી ભરપૂર, ખ્યાતિ વાધી ગામોમાં;
નર્મદથી નરનાર, પ્યાર ધારીને પરખે,
ઉમંગ આણી અપાર, હોંશિ જન ચિતમાં હરખે.—૧

દેશ તણું દુઃખ જોઇ, રોઇ રે'તા કંઇ રૂડા,
આબરૂ અધિક ખોઇ, કથાયા જનમાં કુડા;
એથી ઉલટી રીત, નર્મદા ધ્યાને ધારી;
સ્વદેશપર શુભ પ્રીત, ધન્ય તારી જણનારી.—૨

ધન્ય તાહરાં કામ, દેશમાં ડંકો દેતાં,
થાય પવિત્ર તમામ, નામ તારૂં મુખ લેતાં;
વધારી વિદ્યા વિત્ત, ચિત્તમાં ચાહ્યું ચારૂ,
હિંદ તણું કર્યું હિત, તે નથી વીસરનારૂં.—૩

વિધવાનું જોઇ દુઃખ, દીલ દાઝયો તું દાતા,
કરવા તેને સુખ, ઉર ધરી આતુરતા;
પુનર્લગ્નની રીત, દેશી જાણે તો સારૂં,
ભાષણ તેને માટ, કર્યાં તે કદિ ન વિસારૂં.—૪

દેશ સુધારા માટ, ઘુમતો ઘેલા હાથી,
લડવા નિકળ્યો બા'ર, થઇ સૂધારા સાથી;

ડંકો દેશની માંહિ, સુધારા નામે માર્યો,
તે તારો પરતાપ, કુધારો તેથી હાર્યો.—૫

બકે ભલે બહુ લોક, સુધારો કરવા ધારે,
ભાષણ મોટાં ભણે, તોય તે નહિં તુજ હારે;
કહે ખરા કે'નાર, કોઇ વિરલો કરનારો,
કહો બકયે શું થાય, વધે શું વધુ સુધારો.—૬

કે'નારા નીંદાય, નવ કરે સમયો આવે,
છાના સંતાઈ જાય, કહો તે નર કયમ ફાવે;
ધન્ય નર્મદા વીર, ધીર ધારીને કથતો,
બોલીને બા'દૂર, સમય આવે શૂર ધરતો.—૭

હવે સુધારા તણા, હાલ માઠા દેખાતા,
કે'વાવાળા ઘણા, નહિં કરવાને ધાતા;
અરે અરે રે હાય, સુધારો ડૂબ્યો શાણા,
રત્ન રડવડિ ગયું, પછાડી મોટા પાણા.—૮

દે બીજાને બોધ, કરો સુધારો ભાઇ,
પોતે ન કરે લેશ, કેમ તે વધશે ભાઇ;
જોઉં હવે શા હાલ, સુધારા પડતા તારા,
સેવક થયા નિર્માલ, કેમ દિન આવે સારા.—૯

વૈષ્ણવ જનને બોધ, આપવા બા'દુર નર તેં,
ભલે થયો વિરોધ, તથાપિ કશી કમર તેં;
ઝુંડો લઇને વીર, પ્રથમ લશ્કરમાં ચાલ્યો,
ધારી મનમાં ધીર, વીર જયમ રણમાં ચાલ્યો.—૧૦

ગોસાંઇને ગરગડી, દોડ દઇ ડોકે વળગ્યો,
વિના સુધારો થકી, થયો નહિં તેથી અળગો;

કોરટમાં ઈન્સાફ, સાફ થાવા શૂરા તેં,
આપ બની અશરાફ, રહ્યો કરસનની સાથે.—૧૧

કાપ્યું ઘણાએ ઘાસ, ત્રાસ પામ્યો નવ તેથી,
ગુણુ કર્યાં વિનાશ, વિશ્વ જશ જામ્યો જેથી;
લાયબલ કેસની લાણુ, લીધી તેં લાયક થઈને,
દુર્ગુણને દઈને દામ, ડામ બેસાર્યા જઈને.—૧૨

કવિતા તારી વીર, મરદ કરતી માદાને,
દેતી અધીરને ધીર, સ્વદેશાભિમાન માને,
દેશ તણું અભિમાન, કર્યું ઉત્પન્ન કાયરમાં,
સદા થયું સનમાન, એ થકી ઉત્તમ નરમાં.—૧૩

અણુ સમજુ અભણેલ, ગતિ જેને નહિ ઝાઝી,
હિત અહિત નમીત, તેજ દિલ રે'તા દાઝી;
ધોખો તેનો જરે, ધર્યો નહિં નર ધીંગા તેં,
દ્રઢતા ધ્યાને ધરી, ઠગ્યો નહિં વેવલી વાતે.—૧૪

મુંબાપુરીના લોક, શોક કવિતા સાંભળતા,
વાંચી સુધારો વીર, મૂરખા મનમાં બળતા;
તોપણ તારો ધર્મ, તજ્યો નહિં તન પડતાં પણ,
ખરૂં એ તુજ ખટ કર્મ, મર્મ મનમાં દિલ ડાં'પણ.—૧૫

મરણ તાહરૂં મરદ! દેશને છે દુઃખદાઈ,
પૂરાશે નહિ ખોટ, સંચર્યો સ્વર્ગે ભાઈ;
અક્ષય કીર્ત્તિ આંહિં, ઓછી નવ જરિયે થાશે,
લલ્લુ જેવા લાખ, ગુણ વધતા તુજ ગાશે.—૧૬

લલ્લુ.

# ૪૬

## દેશાટન મહિમા.

( દોહરો. )

નાના દેશો નિરખવા, પ્રભુનાં કૃત્ય અપાર;
કળા વિદેશની કોટિધા, વડો પામી વિસ્તાર.
મન અનુમાન ન કરી શકે, એવી કળા અનેક;
અનુભવ થાશે આપુરે, વિદેશ ગમન વિવેક.—૪

જન સ્વભાવ જુદા જુદા પડચે પ્રસંગ પ્રિછાય;
સાર ગ્રહણથી સુબુદ્ધિમાં, ઉચિત ઉમેરો થાય.
જણાય જન સમુદાયની, સરસ નરસ રીતભાત;
દેશ પરત્વે દીસતી, ભિન્ન ભિન્ન ભલી ભાત.—૮

આપણી સાથે એમની, મુકાબલે મેલાય;
તત્ત્વ લેઇએ તેનું તો વિવેકમતિ વખણાય.
વિચિત્ર ભૂમિ વિદેશની, વિચિત્ર જન તન વેષ;
વિચિત્ર દેખાવો વિવિધ, બહુ રીતભાતો બેશ.-૧૨

મહા વિદ્વજ્જનથી મિલન, કરીને કોડ પુરાય;
મતિની લલિત ચમત્કૃતિ, નિકટપણે નિરખાય.
સ્પર્ધા કરી સુધા કરે, સુધાનેય શુભ રીત;
વિબુધ વચન સમ મધુરતા, પંડિતની અતિ પ્રીત.-૧૬

શૂર પ્રતાપી સુભટના, મનમોહિત મેળાપ;
મન તન બળથી જેમના, પ્રજા વિગત પરિતાપ.
વળી વિદેશ માંહે વસી, સોમાં લે સન્માન;
તજે ન તોપણ તનથકી, આ દેશનું અભિમાન.-૨૦

અદ્દ્ભુત રચના અચળ, અદ્દ્ભુત ખીણુ અનેક;
પ્રભુ મહિમાના પ્રગટ એ, લાયક રૂડા લેખ.
મંદ પ્રવાહિનિ પુનિત જળ, સ્ખલન ધ્વનિ સુખકાર;
ન્હોળે પટ તટ ઊંચની, અવિલોકશું અપાર.—૨૪

એથી થાય અવિનાશીના, ભલા પ્રતાપનું ભાન;
શ્રદ્ધા વધે સહસ્રધા, પ્રભુપદ કમળ પ્રમાણુ.
તરંગ રૂપ દાંડી પડે, કુલાન કે કડિધિંગ;
આદરી બેઠો અંબુનિધિ, એ ઉદ્યોગ અભંગ.—૨૮

પ્રભુ પ્રતાપનાં નીરનિધિ, દુંદભિ સ્વર ગંભીર;
નાસ્તિક મત ખંડન વિષે, ધરી વગાડતો ધીર.
પવિત્ર તીર્થ સ્થળ તણા, પાવન જળથી પંડ,
પ્રક્ષાલન કરી પામશું, તન મન શુદ્ધિ અખંડ.—૩૨

ગહન ગુફા ઉપવન ઘણાં, નગર ગ્રામ પુર શહેર;
નિરખી હરખ ઉરે વધે, લાયક લીલા લ્હેર.
અતિ અભ્યાસે પણ ઉરે, લવ અનુભવ નવ થાય;
તે પ્રત્યક્ષ થતાં ક્ષણે, સારી રીતે સમજાય.—૩૬

સંગ ન પંડિતનો સદા, વિચરે જે ન વિદેશ;
સંકુચિતા મતિ તેની જ્યમ, શીત જળે ઘૃત લેશ.
સંગતિ પંડિતની સદા, વિદેશ જે વિચરેલ;
ફેલાયલી મતિ તેની જ્યમ, તરે નીરમાં તેલ.—૪૦

શિવલાલ ધનેશ્વર.

## ૪૭

## ગુણ મહિમા.

(ચોપાયા અથવા મરેઠી સાખી.)

સજ્જન સ્નેહ સમાગમમાં નહિં, કુળ રૂપ વૈભવ હેતુ;
માત્ર કરે સદ્ગુણ સંગ્રહ શુભ, અરિને પણ હાઠ હેતું;
સજ્જનતણું સખાપણું કરવા, ગુણ દૂતત્વ કરે છે;
અબ્જ સુગંધથી લોભાઇ અલિ, વેગે ત્યાં વિચરે છે. ૪

રુપ વિભૂતિ વિશેષ સુરેશની, પણ જગપૂજ્ય ન સોય;
અશુભ વેષ મુંડી માત્ર વિભુતિ, જગત્પૂજ્ય શિવ તોય.
પરમ પૂજ્ય સર્વત્ર સુગુણ છે, કેવળ કુળ ન પુજાય;
તજી દાશરથી પિતા દશરથને, પૂજે નહિ કો પ્રાય.—૮

ધૈર્યવાન પણ ગુણયુત ધન્વી, લક્ષ લાભ લેનારો,
જીવન પ્રાપ્ત કરે કૂપથી ઘટ, સુગુણવંત જો સારો.
અહો મહા મહિમાં સદ્ગુણનો, પાર ન કોઇ લહે છે;
કવિ કોવિદ મુનિનાથ સંતજન, શ્રીમુખ શ્રેષ્ઠ કહે છે.-૧૨

શિવલાલ ધનેશ્વર.

## ૪૮

## કેશરી ને જગદેવ.

ખા, તું, ખા, કેશરી! ઘોડલિ રંક સુજાત,
કીધા ત્રણ ઉપવાસ તેં, રહી અભાગી સાથ.
રોજે રૂપા થાળમાં, ખટરસ ભોજન જેહ;
જમતી, તે આજે ઉભી, ભૂખી રણવગડેય.—૪

કાં તું ખાતી રે નથી? શું આવ્યો કંઇ વ્હેમ?
શું તેં જાણ્યું હે પશુ, આવ્યું અનાજ આ કેમ?
જો તું, જો જો જન સહુ, જો જો પિતૃ પરમાર,
માળવના મહારાજને બેટે વેચી કટાર!—૮

મૂકી કટારી આડમાં, આણ્યું ખાવા અન્ન,
સુકવાં પડશે એ પૂર્વજો! બાણ ધનુષ કે દન!
દૂહાગણનો દીકરો, દુહા દુઃખના ગાય;
દુઃખમાં ડૂબ્યો દુઃખનો આરો ન દેખે ક્યાંય.-૧૨

વાણીશૂરા વાણીયા, રૈણશૂરા રજપૂત,
સુખ શૂરા જનકાદિકો, પણ દુઃખશૂરા અદ્ભુત.

× × × ×

હા તું સાચી સૂચવે, શિક્ષા ક્ષત્રિયસુત.
શોક સ્વભાવિક સ્વલ્પ છે, વિપુલ વસાવેલું ભૂત.
અસ્થિર જગમાં સ્થિર કરી, જે સંચે ચિત શોક,
કેવો તે નર મૂરખો? રે! નર કહેવો ફોક.-૧૮

નવલરામ.

## ૪૯

## ક્રોધ વિષે.

("નાથ કૈસે ગજકો બંધ છોડાયો." એ રાગ)

કોઈ પર ક્રોધ ન કરશો કદાપિ, અતિ ક્રોધ છે પૂરણ પાપી;
—કોઈ પર—ટેક.

ક્રોધ કુબોધ અધિક ઉપજાવે, સધ સુબોધને કાપી;
વહાલાંમાંહી વિરોધ વધારે, શોધ સમૂળ ઉથાપી.—કોઈ-૧

કૃત્ય અકૃત્ય કશું ન વિચારે, જ્યારે રહે રીસ વ્યાપી;
સુખનું વચન ફરી મુખમાં ન પેસે, છાપ પટોળે છાપી.—કોઇ-૨

આપની સઘળી એ વિસારી સુમતિયો, ક્રોધે કુમતિ જેને આપી;
નહિં કરવાનાં કામ કરી નર, રોયા છે વનમાં વિલાપી—કોઈ-૩

ક્રોધ કરી ફરી ફરી પસ્તાયા, જે હતા પ્રૌઢ પ્રતાપી;
દલપતરામ કહે દુનિયામાં, ખ્યાત છે વાત અદ્યાપિ.—કોઈ-૪

દલપતરામ.

## ૫૦

### આમ્રવૃક્ષ અને નૃપ.

(વસંતતિલકા છંદ)

દુષ્પ્રાપ્ય છે નૃપતિ, દર્શન પુણ્ય પ્રૌઢ,
નાસો ન ચચળ બની થઈ દિગમૂઢ;
હે આમ્ર વૃક્ષ ફળફૂલથી નમ્ર ભારે,
વિદ્યા ગુણે જ્યમ વિનીત જનો વધારે.—૧

જ્યારે હતો તું ફળફૂલ રહિત ભાઇ,
ત્યારે ન તારૂં કશું યત્ન થતું સિહાઇ;
તે જો તું આજ તુજ રક્ષણ માટ કંઠે;
આ ઝાંખરાં ઝિટિ લીધાં અતિ ઉતકંઠે.—૨

તું તો ઉદાર પરમાર્થી ઘણો પ્રસિદ્ધ,
આ હાલ નીચ રખવાળ કરે અબુધ;
છાંયાનું સુખ પણ પંથીનું લૂંટી લીધું,
રે શૂળ પાથરી નીચે અઘટિત કીધું.—૩

પંખીનું રોધવું થયું નહિં કો પ્રકારે,
સંતાપ તે ઉર ધરે રખવાળ ભારે;

તારી અને નૃપની એક દશા અરેરે,
વિસ્તારી શું વરણી હું શકું સારી પેરે.—૪

શિવલાલ ધનેશ્વર.

## ૫૧

## દલપત સુભાષિત.

### ૧

### ઝેર ક્યાં?

(મનહર છંદ)

કોઇ કહે અતિ ઝેર વિંછી તણા આંકડામાં,
કોઇ કહે તેથી ઘણું સરપના તનમાં;
કોઇ કહે હોય ઝેર હડકાયા કૂતરામાં,
કોઇ કહે હોય ઝેર વેરીના વચનમાં;
કોઇ કહે ઝેર ઘણું રહે રતનાગરમાં,
કોઇ કહે ઝેર તણાં ઝાડ ઝેરી વનમાં;
સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ઝાઝું ઝેર સૌથી ઝેરી માણસના મનમાં.

### ૨

### વચન.

(મનહર છંદ)

વચનથી વેરવાઇ વેરને વિસારી મૂકે,
વચનથી કિંમત જણાઇ આવે જનમાં;
વચનથી અંતરમાં આનંદ અધિક થાય,
વચનથી મહા ખેદ ઉપજે છે મનમાં;

અજાણ્યાથી પ્રીત થાય જાણ્યા વિપરીત થાય,
વચનથી જાવું પડે પારકા વતનમાં;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
વિદ્યા વશીકરણની વસે છે વચનમાં.

૩

## જીભની મીઠાશ.

કામ શુણી અરધે કથને જઇ, કાશદ તુલ્ય કરો કદી કૂદી;
શીત તૃષા ન-વિચાર કરો, ન વિચાર કરો રજની વદિ સુદી;
લાડુ જલેબી જમાડી જૂઓ, અછતે પીરસો કદળી ફળ છુંદી;
કોડ કરો દલપત કહે, પણ, જીભ મીઠાશની વાતજ જૂદી.

૪

(ઇંદ્રવિજય છંદ.)

શું થયું સાકર ખાંડ સહિત
રસોઇ રૂડી ઘરમાં નિત્ય રાંધ્યે,
શું થયું જો નૃપ સર્વની સાથ
સદૈવ સ્નેહનું સાંધણ સાંધ્યે;
શું થયું આરસ સુંદરથી
દર બંદર અંદર મંદિર બાંધ્યે,
ધર્મ ધર્યો ન દિલે દલપત્ત,
કુકર્મની કાવડ તો રહી કાંધે.

૫

(ઇંદ્રવિજય છંદ)

બોલ ખડા મુખડાથી બકી બકી,
આગળથી વડી વાત ઉપાડી;

અસ્ત્ર અને વળી શસ્ત્ર ધરી,
સહુ આગળથી પણ થાય અગાડી;
દેખી રિપુ દલપત્ત કહે પછી
પાછો હઠે હથિયાર પછાડી,
તે શૂરને શિરપાવ ઘટે શુભ
પાઘ નહિં, પણ સુંદર સાડી.

૬

(સવૈયા)

પાણીથી પાતળી જાડી જમીનથી,
મેરૂથી મોટી અણુ થકી ઝીણી,
સોમથી શીતળ આગથી ઉન્હી,
કુસુમથી કોમળ કાઠ કઠીણી;
શૂર્પનખા થકી સોગણી મૂરખી
પૂરી વળી પદમાથી પ્રવીણી,
પ્રીતની રીત કહે દલપત્ત,
ભલાથી ભલી હડકાઇથી હીણી.

૭

## સુરીતિ.

(મનહર છંદ.)

લિપિઓ લખાઈ ન લખાઇ તો શું લાંછન છે,
લાયકી લખાઇ તો લખાઇ લાખ વારતા;
ચાતુરી ચખાઈ ન ચખાઇ તો શી ચિંતા કશી,
ચોખાઇ ચખાઇને ચખાઇ સુવિચારતા;

દોલત દેખાઈ ન દેખાઇ તો શી દીલગીરી,
તજી અદેખાઇ ને દેખાઈ જો ઉદારતા;
રોનક રખાઇ ન રખાઈ દલપત પણ,
સુરીતિ રખાઇ તો રખાઈ સર્વ સારતા.—૧

૮

(મનહર છંદ.)

ઉંટ કહે આ સમામાં વાંકા અંગવાળા ભુંડા,
ભૂતળમાં પક્ષીઓ ને પશુઓ અપાર છે;
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કુતરાની પુંછડીનો વાંકો વિસ્તાર છે;
વારણની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંશને તો શીર વાંકાં, શીંગડાંનો ભાર છે;
સાંભળી શિઆળ બોલ્યો દાખે દલપતરામ,
અન્યનું તો એક વાંકું આપનાં અઢાર છે.

૯

(મનહર છંદ.)

કેડેથી નમેલી ડોશી દેખીને જુવાન નર,
કહે શું શોધો છો, કંઈ ચીજ અછતી રહી;
કહે ડોશી બાળપણું ખબર વિના મેં ખોયું,
જુવાનીમાં દીવાની તારા જેવી ગતિ રહી;
છવાઈ જરાની છાયા, કાયાના વિખાયા બંધ,
ગાયા ન ગોવિંદ રાયા માયામાં મતિ રહી;
ઝુકી ઝુકી ડોકી વાંકી, રાખી દલપતરામ,
જોતી હું ફરૂં છું જે જુવાની કયાં જતી રહી.

૧૦

(કવિત)

મનરૂપી ઘોડો, જેનો વેગ નથી થોડો જેનો,
જડે નહીં જોડો, એવો દોડયો જાય દૂર તે;
ગણે નહિં ટાઢ તાપ, ગણે નહિં પુણ્ય પાપ,
ગણે ન અમાપ પ્રૌઢ, પાણી તણું પૂર તે;
ઉડીને આકાશ જાય, કુદીને કૈલાસ જાય,
પાતાળની પાસ જાય, જલદી જરૂર તે;
કહે દલપતરામ, શી રીતે લવાય ઠામ,
જો કદાપિ કરે આમ, ફાવતું ફીતુર તે.

૧૧

(મનહર)

એક શરણાઇ વાળો સાત વર્ષ સુધી શીખી,
રાગ રાગણી વગાડવામાં વખાણાણો છે;
એકનેજ જાચું એવી ટેક છેક રાખી, એક
શેઠને રીઝાવી મોજ લેવાને મંડાણો છે;
કહે દલપત પછી બોલ્યો તે કંજુસ શેઠ,
ગાયક ન લાયક તું ફોગટ ફુલાણો છે;
પોલું છે તે બોલ્યું તેમાં કરી તેં શી કારીગરી,
સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે.

૧૨

## ક્ષત્રિય ક્યાં ગયા ?

(મનહર છંદ.)

એક સમે એક ક્ષત્રિ આગળ બ્રાહ્મણે કહ્યું,
અરે આજ અસલના ક્ષત્રિ યાદ આવીયા;

દેશમાં ન થવા દેતા પરદેશીનો પ્રવેશ,
જેઓએ સંગ્રામ સજી જસ સંપડાવિયા;
અરે આ ભરતખંડ ભૂમિયે એવા ભૂપાળ,
શુરવીર ધીર ગુણવાળા ક્યાં ગુમાવિયા;
કહે દલપતરામ શુણીને ક્ષત્રિયે કહ્યું,
અસલના રૂષિયોના રક્ષણે સિધાવિયા.

૧૩

( મનહર છંદ. )

ભુતળના લોકે એક સમે ઇંદ્ર ભુવનમાં,
જૈને જુદી જુદી ભેટ ભાવથી ધરાવી છે;
ગ્રીકે તો ઇસપનીતિ આરબે નાઇટ ઇંગ-
લીશે શેખ્સપીયરની પોથી પરઠાવી છે;
હિંદુઓએ હોંશ ધરી પંચતંત્રતણી પોથી,
આપી તે તો ઇંદ્રને અધિક ભલી ભાવી છે;
દાખે દલપતરામ બીજાઓની બંધ કરી,
હિંદુઓને હંમેશાંની પાઘડી બંધાવી છે.

દલપતરામ.

## પર

## અગ્નિરથ

(શાર્દૂલ વિક્રીડિત છંદ)

આ અગ્નિરથ ઓપતા અનુપ છે કે યજ્ઞશાળા કહું;
આચાર્યે કપતાન રૂત્વિજ બીજા, જે સેવકો તે સહુ;
જે લોકો શુભયજ્ઞ મંડપ વિષે બેઠા સુશ્રધ્ધા ધરી;
વાસો ઇચ્છિત લોકમાંહી વસશે, દાનપ્રભાવે કરી.—૧

(મનહર છંદ)

આ તે આગગાડી છે કે ગણીએ ગરૂડ ગાડી,
નીરસી નીરંજને, છે જનમન રંજની;
ઉંટને ઉપાડી જાય, અશ્વથી અગાડી જાય;
બેલ બાજ લાજ, ગજરાજ ગર્વ ગંજની;
ઝડપથી જાય, આખી ફોજને ઉંચકી જાય;
પામી મોટું માન તે, વિમાનમાનભંજની;
કહે દલપત, મહીસાગરને કુદી જાય,
ઇંજન કહું, કે હનુમાનની મા અંજની.—૨

દલપતરામ.

## ૫૩

## અરે, રૂપૈયા રોકડા!

(છપ્પા.)

તું કર પર ઉપકાર, તુંજ પરપ્રાણ તજાવે;
તું ઓલવતો આગ, તુંજ બહુ દેશ દઝાવે;
તુંજ મળાવે માન, તુંજ અપમાન અપાવે;
તું રક્ષણ કરનાર, તુંજ કદિ શીશ કપાવે,
અવગુણ પણ તુજમાં અતિઘણા થિર ગુણના પણ થોકડા;
કહું શું તુજને દલપત કહે, અરે રૂપૈઆ રોકડા!—૧

તુંજ સજાવે સ્નેહ, નેહ વળી તું તોડાવે;
તુંથી થાય સલાહ, ફેરવી તું ફોડાવે,
તું ઉપજાવે હરખ, શોક લખતાં નહિ લેખું;
તુજમાં સઘળાં સુખ, દુઃખ પણ તુજમાં દેખું;
બહુ રાજ રિદ્ધિ તુજમાં રહે, જડે કરમની જો કડા;
કહું શું તુજને દલપત કહે, અરે રૂપૈઆ રોકડા—૨

મણિ હીરા તુજ માંહિં, મહારસ મીઠા મેવા;
હાથી, ઘોડા, હેમ, પદારથ તુજમાં . તેવા;
પુત્ર, પ્રિયા, પરિવાર, દેખતાં તુજમાં દીઠાં;
ગાન તાન રંગ રાગ, પાનનાં તુજમાં પીઠાં;
તું સિંહ સમો સંસારમાં, બીજા બિચારા બોકડા;
કહું શું તુજને દલપત્ત કહે, અરે રૂપૈયા રોકડા !—૩

દલપતરામ.

## ૫૪

### ડુંગરા દૂર થકી રળીયામણા.

(ગરબી)

ડુંગરા દૂર થકી રળીયામણા રે,
પાસે જાય ત્યાં પથરા હોય હો લાલ;–ડુંગરા દૂર થકી.

નહિં ગુણ ગણીએ મોટા નામથી રે,
તેની તારીફ શુણીએ તોય હો લાલ.–ડુંગરા દૂર થકી–૧

સરોવરથી સાગર મોટો સુણી રે,
પંખી પહોંચ્યાં રાખી પ્યાર હો લાલ;–ડુંગરા દૂર થકી–૨

પાણી પીને સુખ નહિં પામિયાં રે,
તેની તરસ ન ગઇ તલભાર હો લાલ.–ડુંગરા દૂર થકી–૩

જોઇને દીપક જોત પતંગિયાં રે,
પડીઓ ઉપર ધરીને પ્રીત હો લાલ;–ડુંગરા દૂર થકી–૪

પાંખો દાઝો પીડા પામિયાં રે,
ખુબ ખુબ પામ્યાં ખેદ ખચિત હો લાલ.–ડુંગરા દૂર થકી–૫

ઇંદરવરણાં ફળ અતિ ઓપતાં રે,
મુખમાં મેલે નહિં મીઠાશ હો લાલ.–ડુંગરા દૂર થકી–૬

ફેરી ફેવી કિધી કાઠની રે,
જનની ભૂખ ન ભાગે જોઇ હો લાલ.–ડુંગરા દૂર થકી–૧૯

શોભે દૂરથી દોલત સૂમની રે,
પણ તરશ્યાંને પાણી ન પાય હો લાલ;–ડુંગરા દૂર થકી–૨૦

છેલે નરસાં નિપજે છોકરાં રે,
લક્ષ્મી લાખ રીતે લૂંટાય હો લાલ.–ડુંગરા દૂર થકી–૨૧

શોભે પણ પથરાની પૂતળી રે,
સઘળો ન ચલાવે સંસાર હો લાલ;–ડુંગરા દૂર થકી–૨૨

દસકત આ છે દલપતરામનારે,
વાંચી કરજો સરળ વિચાર હો લાલ.–ડુંગરા દૂર થકી–૨૩

દલપતરામ.

## ૫૫

### જવાસાને.

"વાંસલડી વાગીને હું તો જાગી."—એ રાગ.

જવાસા શીદને મરે છે સુકાઇ,
ભુંડું શું કીધું વરસાદે ભાઇ.—જવાસા૦ ટેક.
ચારે દીશ વરસાદની થઇ ચડાઇ,
દેખી તેની સરવ થકી સરસાઈ,
હાંરે તારા ઉરમાં આવી અદેખાઇ.—જવાસા—૧
થયાં નવ પલ્લવ તરૂવર સરવે,
અખિલ જન હરખિયા એને ઉતરવે,
હાંરે તું તો ગંડક બળી મરે ગરવે.—જવાસા—૨

ધાર્યું તેં તો અભિમાન અતિ ઘણું આજે,
બીજાની ચડતી દેખીને તું દાઝે,
હાંરે જાણે ધન કેમ સુજ શિર ગાજે.—જવાસા—૩

એનો એક વાળ તારાથી ન તૂટે,
તેનો જશ તારે ખૂટાડે ન ખૂટે,
હાંરે ઠાલો શિદને કપાળ તું કૂટે.—જવાસા—૪

એનો જગકર્ત્તાએ કીધો વધારો,
તેથી તે તો સર્વને લાગે છે સારો,
હાંરે તું તો તોલ તપાસને તારો.—જવાસા—૫

જોને તે તો સર્વનું ઇચ્છે છે સારૂં,
નથી ચ્હાતો કોઇનું થવાને નઠારૂં,
હાંરે તેણે શું બગાડયું ભાઇ તારૂં?—જવાસા—૬

એને એકે આળ ચડાવ્યું ન ચડશે,
એના સામું ફેંકતાં તુજ શિર પડશે,
હાંરે તારી ઇરષા તે તુજનેજ નડશે.—જવાસા—૭

જ્યારે તુજ અંગમાં શોષ જણાયો,
ત્યારે તું અદેખો ને ભુંડો ભણાયો,
હાંરે તું તો હલકો હઠીલો ગણાયો.—જવાસા—૮

તું તો જાણે માન હું મેળવું મોટું,
તે તો બીજા લોકના ચિત્તમાં ચોટયું,
હાંરે ખેંચી લેતાં તો મળવાનું ખોટું.—જવાસા—૯

હજી થાને ગંભીર તજ હલકાઇ,
અલ્પ ગુણ મળતાં ન જવું છલકાઇ,
હાંરે ભલું તેથી થાશે તારૂં ભાઇ.—જવાસા-૧૦

થયાં સઉ પ્રફુલ્લિત તું તેવો થાને,
સરસ ગુણ વરસાદના ગણી ગાને;
હાંરે મિત્રતાથી હળીમળી જાને;—જવાસા-૧૧.

કહ્યાં આ તો કથન તારે શુભ કામે,
દેખી તારૂં દુઃખ દીલ ધારી દયા મેં;
હાંરે રૂડી રીતથી દલપતરામે.—જવાસા-૧૨.

દલપતરામ.

૫૬

## માકણની ગરબી

("તમે હરિ હૈયાના હાર છો"—એ રાગ.)

માંકણના દુઃખથી મુંઝાય છે રે,
લોક માંકણના દુઃખથી મુંઝાય છે;
ખાટલામાં ખુબ કરડી ખાય છે રે,
લોક માંકણના દુઃખથી મુંઝાય છે. ટેક.

ઉંઘમાં આવીને લોહી પી જાય છે,
જાગીએ ત્યારે જણાય છે રે.—લોક-૧.

વીણતાં ઝાઝા હાથ ન આવે,
કોણ જાણે ક્યાં સંતાય છે રે.—લોક-૨.

પલંગ તજીને પથારી કરીએ,
ધાડની પેઠે ધાય છે રે.—લોક-૩.

જમીન તજીને કહો ક્યાં જઈએ;
એવો વિચાર ઉર થાય છે રે.—લોક-૪.

માછલાંએ જાણ્યું જે જળમાં જઇ રહેવું;
એજ ભલો ઉપાય છે રે.—લોક-૫.

રણછોડજી બેટમાં જઈ બેઠા,
ત્યાં પણ ક્યાં સુખે વસાય છે રે.—લોક-૬.

આબુ ગિરનાર વિંધ્યાચળ ઉપર,
પારસનાથ નાશી જાય છે રે.—લોક-૭.

સદા આકાશે રહે સૂરજ બિચારો,
માંકણથી આંહી અકળાય છે રે.—લોક-૮.

ચંદ્રનું અંગ રોજ ઓછું ઓછું થાય છે,
ખોતરી ખાધેલું દેખાય છે રે.—લોક-૯.

× × × ×

એકના અનેક ઉપજે છે એક રાતમાં,
કોણ જાણે કેમ ઉપજાય છે રે.—લોક-૧૦.

દલપતરામ કહે દુનીયામાં,
માંકણથી દીલમાં ડરાય છે રે.—લોક-૧૧.

દલપતરામ.

## ૫૭

## અંગ ઉધારનો ઝગડો.

(દોહરો)

પ્રથમ નમું ગણનાથને, વિનવું વારંવાર;
ઝઘડો અંગ ઉધારનો, શુણજો સહુ નરનાર.—૧

શાહ તણે ઘેર સંચર્યો, ગરજુ દરદી જન;
અંગ ઉધારે આપશો, એક [1]મસવાડો ધન.—૨

---

[1] મહિનો.

અર્થ સુધારો એટલો, છે તમ સરખું કામ;
સોવાસા પખવાડિયે, દેશું પૂરા દામ.—૩

તો ફરી લેવા આવશું, જુઓ કરી એક વાર;
આગળથી એક માસનું, વ્યાજ ધરૂં આ ઠાર.—૪

આપો અમને આ સમે, જાણે કીધા ન્હાલ;
જોઇએ ત્યારે માગજો, જોઇશે નાણાં કાલ.—૫

માણસ જોઇને ધીરજો, કઠણ સમો છે આજ;
જગત બધું ખૂટલ થયું, કરજો જોઇને કાજ.—૬

આગળથી શું ઓચરૂં, જુવો અમારી વાત;
દેવું જ્યારે છુટશું, સુખે ઉંઘશું રાત.—૭

લીધે કંઈ જીત્યા નહિ, જુઓ કરી વિચાર;
લઇને પાછું આપીએ, તો ચાલે વ્યવહાર.—૮

(દોહરા.)

માસ પછી તો આવશે, નાણું છે આ માલ;
નહિં તો પણ નહિં કાપિયે, બેઠા કેરી ડાળ,—૯

બીજે કહ્યું એક બે જણે, લહો અમારૂં ધન;
શીદ રળાવું કોઇકને, એમ વિચારૂં મન.—૧૦

(ચોપાઇ.)

બોલ્યો ગરજુ એવા બોલ, શાહતણું મન થયું ઢમ ઢોલ;
દીધા ખત માંડીને દામ, કીધું ગરજૂએ નિજ કામ.–૧૧

અર્થ સર્યો ને ગરજજ ટળી, નામ લહે નહિં સામો વળી;
જાણે શાહ વધે છે વ્યાજ, ગરજુ જાણે થયું મુજ કાજ.–૧૨

એમ કરતાં એક વર્ષજ થયું, આપો નાણું શાહે કહ્યું;
ધીરજ રાખી કરો ઘર કાજ, હમણાં જાઓ વધે છે વ્યાજ.-૧૩

તમ થકી અમને ચિંતા ઘણી, હાલ નથી નાણું અમ ભણી;
આવશે નાણું હાથે ચડી, વણ માગ્યે દેશું તે ઘડી.-૧૪

સહુ પહેલાં ભરશું તમ તણા, ભાઇ તમે ટાળી છે મણા;
વ્યાજ વધાર્યાની નથી ખાંત, દીધા વિના નહિં થાય નિરાંત.-૧૫

સુજો તળાઇમાં સૂખે જઇ, નાણું તમારૂં રહેશે નહિં;
કાળા ચોરના કાઢશું તે વંત, હશે, જેના લોઢાના દંત.-૧૬

નહિં તો જાતે વેચાઇ આપશું, તો બીજી વારે લેવા આવશું;
માગે શાહ દિનમાં એક વાર, એમ કરતે વીત્યાં વર્ષ ચાર.-૧૭

ત્યારે શાહ લેવાને ગયા, આપો રૂપિઆ બમણા થયા;
રૂપિઆનું નહિં લેશો નામ, હાલ નથી રૂપિઆનો ઠામ.-૧૮

ઠામ નથી તો મારો શો વાંક, તું તો રહ્યો સદાયનો રાંક;
કહું તને કરીને પરણામ, આપો હવે અમારા દામ.-૧૯

આપીશ તોપણ લેઇશું અમો, નહિં ચાલે ના પાડે તમો;
એ રીતે કહ્યું બહુજ પ્રકાર, બોલ્યો ગરજુ તેણી વાર.-૨૦

(દોહરા.)

ગરજૂ બોલ્યો તાહરે, સાંભળ સાચી વાત;
ક્યાંઇ ન જવાશે ચોરવા, હોઇએ તો દઇએ ભ્રાત.-૨૧

શાહ ત્યાંહાં ગરજૂ થઇ, બોલ્યો થઇ લાચાર;
ભાઇજી આપો તો વળી, દેઇશું બીજી વાર.-૨૨

એ નાણું આવ્યા તણો, નહિં સૂજ્યો ઉપાય;
ત્યારે પોતે લાંઘવા, ગરજુને ઘેર જાય.-૨૩

ચૂલામાં જળ રેડિયું, બેઠો કઠણુ થઈ સાચ;
દીધા વિના તું જો જમે, નરશી વસ્તુ ખાય.–૨૪

ઘર તારૂં લાંઘે સહુ, લાંઘું બેઠો હુંય;
લીધા વિના ઉઠું નહિં, નિશ્ચે જાણે તુંય.–૨૫

શાહે ગાળો રીસમાં, દીધી ત્યાં દશ વીશ;
તે સાંભળતાં તુરત તે, ચડી ગરજૂને રીસ.–૨૬

અહિં તો આડી શેરીની, ધૂળ પડી તે લેય;
કર કરવાનું હોય તે, કહેવું હોય ત્યાં કહેય.––૨૭

નથી બિહિતો તારા થકી, આ - ઘર લૂટી લેય;
મળશે ત્યારે આપશું, દશ દિન બેશી રહેય.—૨૮

શાહ કહે શુણુ કુતરા, ઘણું બોલ માં ઘૂડ;
તારા ઘરમાં રાખજે, આડી શેરીની ધૂળ.—૨૯

છે જાતે દેવાળિયો, લેઇ નથી દેતો ધન;
લેતાં લાગ્યું સોહલું, દેતાં ધ્રૂજે તન,—૩૦

(ચોપાઈ.)

શું કાંઇ તારા ચાકર છેયે, જે તારે ઘેર ફેરા દેયે,
ખાઇશ શું છે વાંઝિયાનો માલ, લેશું બમણાં ધનહાલ હાલ.–૩૧

એક હાથે માથાના વાળ, એક હાથે મોટી [1]પેંજાર;
મારીશ ચાર ગણી બે કહું, નાણું તો એ રીતે લહું.–૩૨

બોલ્યો ગરજુ શુણી એ વેણ, આ ભવ તો નથી લેણુને દેણુ;
ખોટી કમાઈના હશે તે ગયા, મારા નશીબના ખાવા થયા.–૩૩

કુતરાની પેઠે શું ભસે, નાણાં તો તારા ઘરમાં હશે;
તારૂં મોત છે મારે હાથ, જઇશ ગોળ ફટકડી ને કવાથ.–૩૪

---

૧ ખાસડું.

એમ કરતે લાંઘણ થઇ ત્રણ, શાહે જાણ્યું આવ્યું મરણ;
ધણી ઘરનો ખાય છાનું ધાન, શાહ ન પામે અન્ન ને પાન.–૩૫

શાહ ગયો ઘરમાં કરી રીસ, મારી લાત ગરજૂને શીશ;
આવ્યા પાટુએ તે ઘડી, ગડદાની તરફીટજ પડી.–૩૬

જોવા મળ્યું ત્યાં સઘળું ગામ, શાહને કહે તને રૂઠ્યા રામ;
આપ્યા છે તેમજ લઇ જાણ, આમ કીધે નવ થાય વખાણ.–૩૭

શાહ કહે હજી મારો વાંક, ભાઇઓ મને અપાવો કાંક;
વચ્ચે પડ્યા પછી વષ્ટીદાર, મુદલ મુદ્દલનો કીધો વિચાર.–૩૮

ગરજુ કહે કાંધાં કરો બાર, શાહ કહે કાંધાં કરો ચાર;
જો ભાઇ મુળગા પામશું દામ, ફરી વિચારી કરશું કામ.–૩૯

વર્ષે કાંધું પૂરૂં થાય, ટંટો એટલો એટલો મચાય;
સમજુ શુણીને કરી વિચાર, એવા નહિ કરશો વેપાર.–૪૦

(દોહરા)

રાખી ઘરેણું રોકડું, આપે નાણું જેહ;
સો મણ કેરે ગાદલે, સુખે ઉંઘશે તેહ.— ૪૧

ઉધારે તે આપજો, જેનું ચાલે જોર;
આરબ બેસે આવીને, કરે કબજ ઘર ઢોર.— ૪૨

સગપણમાં કે સ્નેહમાં, દેણા લેણા દામ;
અંતે હેત રહે નહિં, કરજો જોઇને કામ.— ૪૩

જર જોરૂ ત્રીજી જમીન, કલેશ તણાં ઘર એહ;
સાખ સહિત લખત વિના, વાત ન કરીએ તેહ.— ૪૪

ઉપજ વિચારી આપણી, કરીએ ખરચ સદાય;
સારે નરસે કારજે, નહિં કરીએ ફૂલાઇ.— ૪૫

જે ખરચે દેવું કરી, મોટો મૂરખ એહ;
લોક વખાણે એક દિન, કરે વગોણાં તેહ.— ૪૬

ઝગડો અંગ ઉધારનો, શુણી હરખશે શાહ;
જાતે ચોર દેવાળિયા, દિલમાં ધરશે દાહ.— ૪૭

વાતો શુણી વિચારજો, ક્રોધ ન કરશો લેશ,
રૂદિયામાં ધરી રાખજો, ડાંપણનો ઉપદેશ.— ૪૮

કરજો કામ વિચારથી, નહિં કરશો પુલાઇ;
સમો વિચારી ચાલશો, થાશો સુખી સદાય.— ૪૯

ઓગણીસેંને ચારના, મહા સુદિ પંચમિ નામ;
તે દિન ઝગડો દાખિયો, દ્વિજવર દલપતરામ.— ૫૦

એક રામ ચઢતાં ગયું, રાવણ કેરૂં રાજ;
સોળ રામ શિર પર ચઢે, કહો રહે કયમ લાજ.— ૫૧

દલપતરામ.

## ૫૮

## વિજય ક્ષમા

(ચોપાઇ.)

સાંભળ એક હતો સુલતાન, મનમાં મોટું ધરતો માન;
પુત્ર પટેલ તણો તે પાસ, કારજ કરવા ગયો પ્રકાશ.—૧

કરી ટુંકારો ઉચર્યો કામ, શિર નમીને નહિં કરી સલામ;
ભાસ્યો નહિં ભોળાનો ભેદ, ક્રોધ કરીને કીધો કેદ.—૨

સૂખણ તેનો મોટો ભાઇ, ચાલ્યો શુણી ચોંપે ચિંત આઇ;
વાર્યું જે ધીરજ મન ધરૂં, સલામ બેવડી સારી કરૂં.—૩

હુંદાળો દીઠો સુલતાન, હરખે જૈ બોલ્યો હેવાન;
સલામ દિલ્હીનાં શાહને, વળી સલામ વડી હુંદને.–૪

ખરેખરો સુણી થયો ખેદ, કીધો તેને પણ ત્યાં કેદ;
બની વાત શુણી તેનો બાપ, આવ્યો શાહ સમીપે આપ.–૫

પ્રેમ ધરીને કરી પ્રણામ, ઠીક કરી બોલ્યો તે ઠામ;
લોક તણી તમ હાથે લાજ, માફ કરો અવગુણ મહારાજ.–૬

શાહ કહે તારો સુત એક, સમજ્યો નહિં સલામ વિવેક;
મુખે સલામ બીજે કહી મને, હુજી સલામ કહી હુંદને;–૭

કારણ એથી કેદજ કર્યો, એવું પટેલ શુણી ઉચ્ચર્યો;
તમને સલામ ન કરી તેજ, મોટો મૂરખ માણસ એજ.–૮

બીજો પણ છે બહુ બકનાર, ચિત્તમાં ચેતી ન કર્યો વિચાર;
સાહિબને કરિયેજ સલામ, કહોને હુંદ તણું શું કામ.–૯

હેતુ તો સુલતાનજ હતા, હુંદે ધરવો'તો દેવતા;
ઝાઝી એ શુણી લાગી ઝાળ, કેદ કર્યો તેને તત્કાળ.–૧૦

શુણી પટેલ તણો જે સગો, ભૂપતિ આગળ આવ્યો ભગો;
કરી સલામ કહ્યું તત્કાળ, પટેલને છોડો ભૂપાળ.–૧૧

છે મારે સાંકડી સગાઇ, અમે બંને આંગળિયા ભાઇ;
રાજી થઇને પૂછે રાય, કેને આંગળિયા કહેવાય.–૧૨

દેવો તો ઉત્તર દીવાન, હું કહું કહી બોલ્યો હેવાન;
પાછયાનો મરી જાય પિતાય, પાછયાની મા નાત્રે જાય.–૧૩

પ્રસવે પુત્ર સુવાવડ ખાઇ, એ પાછયા આંગળિયા ભાઇ.
કાપત શુણી માથું તે કાળ, હુકમ કર્યો જે પુરો હાલ.–૧૪

ચોરે ચકલે ચાલી વાત, જથે થઇ કણબીની જાત;
દીઠા બે જણ ડાંપણદાર, તેને ત્યાં કીધા તૈયાર.–૧૫

સાહિબ પાસ તમે સાંચરી, કહો ઘણી આજીજી કરી;
જીવાડો તો તો જીવિયે, છેક તમારાં છોરૂ છીએ.-૧૬

પ્રજા તણા છો માતા પિતા, શબ્દ કહો એવા શોભિતા;
ચડે દયા રાજાને ચિત્ત, પટેલ છૂટે પુત્ર સહિત.-૧૭

( દોહરા )

જુગતિ શુણીને બે જણા, અંતરમાં ધરી આશ;
આવ્યા અરજ ઉચારવા, પાદશાહની પાસ.-૧૮

બીતા બીતા બે જણા, ઉચર્યા એવું આપ;
તમે અમારાં છોકરાં, અમે તમારા બાપ.-૧૯

શબ્દ શુણી સુલતાન તે, ખીજી પામ્યો ખેદ;
હાલ હાલ હુકમે કરી, કીધા તેને કેદ.-૨૦

કોઇએ વાત જઇ કહી, જ્યાં કણબીની જાત;
પ્રધાન પાસ ગયા પછી, નર જે કણબી નાત.-૨૧

પ્રીતે કહી પ્રધાનને, વળી વળી વિગતે વાત;
પ્રધાન બોલ્યો પ્રેમથી, સુણો સહુ સાક્ષાત.-૨૨

અધિપતિ આવે અવસરે, માને નહિં મુજ વેણ;
બેગમ બોલે બે કથન, કાંઈક માને કેણ.-૨૩

પછી બેગમ પાસે ગયા, કણબી કરી વિચાર;
પ્રણામ કરીને પ્રેમથી, એવો કર્યો ઉચાર.-૨૪

સંકટ પડીયું સામટું, તે માટે તુજ વાસ;
આજ સર્વ આવ્યા અમો, ઉગરવાની આશ.-૨૫

ધણી અરજ નથી ધારતા, વાત શુભ વજીર;
તોય અમારી પ્યારી તું, ધણીઆણી છું ધીર.-૨૬

બોલી બેગમ બોલતાં, ભારે રીસ ભરાય;
કણબીની ધણીયાણી તો, કણબણને કહેવાય.—૨૭
એમ કહી એ અવસરે, હુકમ કરીને હાલ;
કેદ કરાવ્યા કણબીને. ક્રોધ કરી તતકાળ.—૨૮
વાત વિગતવારે કહી, પૃથ્વીપતિની પાસ;
પતિએ કહ્યું પ્રધાનને, કરશો નહિં કચાશ.—૨૯
મૂરખ એવા માનવી, જે જે કણબી જાત;
મારી કાઢો મુલકથી, રહે ન એકે રાત.—૩૦

(ચોપાઈ.)

પ્રધાનમાં ડા'પણ ભરપૂર, હેતે બોલ્યો શાહ હજૂર;
કણબી આકરી ચાકરી કરે, કણ પકવી કોઠારે ભરે.—૩૧
મને હુકમ આપો મહારાજ, કેને લૈ સોંપુ એ કાજ;
પૃથ્વીપતિ વિચારે પડયો, જન એકે એવો નહિં જડયો.—૩૨
કરી શકે કણબીનાં કામ, હૈયામાં રાખીને હામ;
પછી બોલ્યો પોતે પરધાન, કથન કથું તે ધારો કાન.—૩૩
રૂડું કણબીથી છે રાજ, એમાં તો સંશે નહિં આજ;
અધિક વસે છે વરણ અઢાર, કણબી સૌના પોષણકાર.—૩૪
નહિં તિથિ વણ મહીનાનું નામ. ગણાય નહિ કણબી વણ ગામ;
તે કણબીના ગુણ અતોલ, પણ બોલી નહિ જાણે બોલ.—૩૫
રૂઠે કણબી શિર જે રાય, પછી ઘણો મનમાં પસ્તાય;
તમે તજો તે માટે રીસ, આપો કણબીને આશીશ.—૩૬
શીતલ થયો સુણી સુલતાન, મેલ્યા કણબીને દૈ માન;
જમ્યા રમ્યા કણબી ઘર જઈ, મશ્કરી તો મહિપતિની થઇ.—૩૭

દલપતરામ.

## ૫૯

## જનાવરની જાન.

(ધોળ.)

જાન જનાવરની મળી, મેઘાડંબર ગાજે;
બકરી બાઈનો બેટડો, પરણે છે આજે.—૧

ઢોર નગારાં, ભેરને, સુર સરણાઈ તીણું;
સો સાંબેલા શોભિતા, બેટા બેટી ઘેટીનાં.—૨

ઠીક મળી ઠઠ લોકની, જરા ઠામ ન ઠાલો;
દોડે વરનો બાપ ત્યાં, દરખડ દાઢીવાળો.—૩

સાજનનું શું પૂછવું, બકરે કરી જોરો;
ભેગાં કર્યાં છે ભાવથી, મોટાં મોટાં ઢોરો.—૪

રાતા માતા આખલા, રાખીં શિંગડાં સીધાં;
આગળ માગ મૂકાવતા, પદ પોલીસ લીધાં.—૫

સાજને શ્રેષ્ઠ ઉંટડાં, હીંડે ઉંચી ઓડે;
એના અરાડે વાંકડા, કામદારોની ગોડે.—૬

હારમાં એક બે હાથી છે, મોટા દાંતજ વાળા;
નીચું ન્યાળીને ડોલતા, હીંડે શેઠ શુંઢાળા.—૭

હાથી ઘોડા, તો છે ઘણા, હાર રોકતા પાડા;
કાળા કઢંગા ને થયા, ખડ ખાઇ જડ જાડા.—૮

આંખ ફાટી છાતી નીસરી, કરતા ખુબ ખંખારા;
હીંડે ઉછળતા ઘોડલા, સાજન થઇ સારા.—૯

ટટ્ટુઓ ટગુમગુ ચાલતાં, પૂઠે ગરીબ ગધેડાં;
હાજી હાજી કરી હીંડતા, ડીફા વિના અતેડા —૧૦

હારો હારે હજારો આ, માંહે માંહે લપાતા,
કોણ આવે કામળ ઓઢીને? એ તો ગાડર માતા.—૧૧

પિતરાઇઓ વહેવાઇના, એને અકકલ ન કોડી;
આડા અવળા એકેકની, પૂઠે જાય જો દોડી.—૧૨

બકરા તો વરના બાપ છે, હોય એનું શું લેખું?
શું સાગર શિંગડાં તણો, હું તે આજે આ દેખું?—૧૩

વરનો તે ઘોડો આવીઓ, વાજે વાજાં વિલાતી.
ભેર, ભૂંગળ ને ઝાંઝરી, ભેગું ભરડતી જાતી.—૧૪

વર રાજા બે માસનું, બાળ બેં બેં કરતું;
ઝડપાયું ઝપ ઝોળીમાં, મન માડીનું ઠરતું.—૧૫

મંગળ બકરી બાઇ તો, ગાય હરખી હરખી;
જોડે જાંદરણી ઘણી, કોડે જોવા સરખી.—૧૬

બકરી બાઇએ નાતની, ને બીજી ઘણીએ;
આણી આડોશ પાડોશણો, બાપડી બેનપણીઓ.—૧૭

ભેંસ ભૂંડણને ઉંટડી; ઘેટી, ઘોડી, ગધેડી;
ગાય, બિલાડી, ઉંદરડીને એક કુતરીયે તેડી.—૧૮

વાંદરીઓ નથી વિસર્યાં, દશ વિશ આ કુદે!
સાથે સામટાં ગાઇ સૌ, સાતે સૂરને છૂંદે.—૧૯

કોઇ બેં બેં કોઇ લેલે કરે, કોઇ ભૂંકતી ભૂંડું,
કોઇ ચુ ચું મ્યાઉં મ્યાઉં, કરે વેર વાળે કોકૂડું,—૨૦

હુક હુક કરતી વાંદરી, જો જો! નાચે છે કેવી?
ધનધન બકરી! ન કોઇની, જાન તારા તે જેવી!—૨૧

ચાર પગાંની જાન આ, જોડી બેપગાં સારૂં;
સમજે તો સારનવલ બહુ, નહિં તો હસવું તો વારૂં.—મૂર

નવલરામ.

## ૬૦

## સંક્રાંતની સહવારે આકાશમાં ચગતા કનકવા.

(રોલાવૃત.)

સંક્રાંતે સંગ્રામ, દેખું આશો આકાશે;
રણક્ષેત્ર આકાશ, કેવું ગંભીર પ્રકાશે?
ઉઠી પ્રભાતે તુરત, અગાસીમાં જઇ જોતાં,
સમય અને રણભુએ, દાખવ્યો મુજને ભો ત્યાં.—૪

રૂપેરી જોદ્ધા વીર, રહ્યો શો ગગને ઝૂમી;
ગંભિર થાકયો દિસે, નિશા આખી એ ઘૂમી.
એ ઝાંખા રણ હદે, છાપરાં પર વળિ જોશે;
દિસે પસરતા ધૂમ્ર, ફુટી તોપો શૂં હોશે.—૮

આસપાસ જે ઝાડિ, દાખવે રણની સીમા;
પૂર્વ તરફ કંઇ ભાસ, દિસે દીગંત લીટીમાં.
એ સૂર્યોદય થયો, રંગ આ પ્રભાત કેવું!
ઉદ્યમ ઉદ્યમ દિસે, ટાણું સંક્રાંતજ કેવું!—૧૨

શી ગૂલાબી સવાર, ગગન રંગ કેવો ભાસે!
કુમળી આછી ટહાડ કેવી, કેવું સહુ હાસે!
ચાય પિયે બણિઠણી, જનસહુ ખુશિમાં આજે;
ધુમ્ર પીગળો સ્વચ્છ, બણ્યું નભ કેવું રાજે?—૧૬

સુનેરિ જોદ્ધા કીર્ણ, ત્વરાથી ફેંકિ શું આવે !
પવિત્ર ગંસંધૂં દિસે, કો ન ખુશિ સમયે આવે?
હેવી જોદ્ધા એહ, હાવકો થઇને જોએ;
રણે લડંતા વીર, અવર જોદ્ધા જે સ્હોએ.—૨૦

જોદ્ધા ઝાઝા અહીં. જીત-આશે આથડતા;
યોગ્ય જોઇને એક,—બીજા શું ખુબજ લડતા.
ઓ આ દીસે શસ્ત્ર, સર્વને બાંધ્યાં વાંસે;
પણ વાયૂ રુપ તેથી, અશ્વ હસ્તી ના ભાસે !—૨૪

આગળવાળો લડે, પાછલા શું ફંટાઇ;
અંતરિક્ષમાં અજબ, ચાલતી એમ લડાઇ !
કો ગગને ખુબ ઘુમે; છાપ-હેબક કો ખાતો;
લડું લડું કરિ કોક, હારી હિંમત ઘર જાતો !—૨૮

સર્વ વસ્તુનો નાશ, નાશથી ડરવું શું રે ?
બંધઇ થવું નિસ્તેજ, એથી કાં પડવું ન શું રે ?
ધન્ય ધન્ય આ લડે, વિના શિરનું ધડ કેવું ?
ઘુમતું કરતું કતલ, મસ્તિમાં ગાંડું શૂરૂં.—૩૨

છટકિ ભૂજ તુટિ પાગ, કપાતાં માથાં લડતાં;
ફર ફર પવને સુકઇ, આવી પૃથ્વી પર પડતાં.
જોતાં જોતાં માંહ્ય, ઘણાં મસ્તક અહિં તુટતાં;
પડે શસ્ત્ર પોશાક, પૃથ્વિ પર જનતે લુટતાં.—૩૬

નથી મુંખી કે સૈન્ય, જણાતાં જૂદાં કાંઇ;
સરખે સરખા દિસે, દ્વંદ્વ યુદ્ધ કરતા આંહિં.
ઓ આ બે ભડવીર, દ્વંદ્વ યુદ્ધ કરતા શૂરા;
બાણાસુર બાવડે, હમેલે લડું હરિ પૂરા.—૪૦

વિચિત્ર દિસતો અસુર, લડે શું ગર્વ ધરીને ?
સાંધા શરીર ઘણાક, હસ્ત જયમ રહ્યા ઝૂરીને !
કૃષ્ણ-ચક્ર ખુબ ફરે, શબ્દ મુખ ફર્રરર કરતું !
લોટતું કાપતું હસ્ત, અહં પણ અરિનું હરતું !—૪૪

શું ચાલ્યું છે યુદ્ધ, સમય લાગે આ કેવો !
સ્થળ કેવું, શા દિસે,—સ્તબ્ધ દાનવ ને દેવો !
ઓ આ કેવી લાલ, ચમકતી કરતી ચાળા;
ઉર રુપેરિ શા કળસં, પાન ચમચક છે કાળાં !—૪૮

પણ આ બાજૂહાર, પેચ કરવા આવે છે;
પુન્નું શ્યામ સિરું લાલ, ગોથ કેવી મારે છે ? !
મરો ગઇ મેમુંદી, માન શૂં ધરતી ભાસે ? !
પણ વળી ધીસે રહી, આવી કેવી આ પાસે ?—૫૨

થયા પેચ પણ ભુંડો, પડયો વચમાં ત્રીજો આ;
પણ દેતાં તો દુઃખ, થયો પોતે પૂરો આ !
હોય ચાલતા પેચ, પડે વચમાં ત્રીજો જે;
દઇ બીજાંને દુઃખ, ખપે પોતે મુર્ખો તે !—૫૬

ખેન જાણિ એ ગયું, સ્હેન કરતાં ખુબ લોટે;
વચમાં વચમાં નમી, મેમુંદી દિપતી કોટે !
રામ રોટલો થયો, ગયા કંના ગંઠાઇ;
ઓ સૂતાં ઓ ઉઠયાં, અહા કેવી સરસાઇ ? !—૬૦

સરકી ચાલે કેવી, લોટતાં કેવાં હોંસે;
છુટી ગયા ઓ પેચ, ઘુમે ગગને શાં જોસે ?
ઓ આ આવી કેવી, કનકવી ઠુમકી ખાતી;
પુંછડું કેવું ઉડે, ગેલ કરી શી શરમાતી !—૬૪

પણ આ ખળ કો દિસે, કાળીને ખેંચી જાતો,
પણ છટકી ગઇ કાંપ, દિસે હાવાં પસ્તાતો;
ધરમ ' ડાંડિયો જાય, અહા ધારો શો જૂનો,
શો દીસે છે રસિક, ખેલ એ પણ હિંદૂનો!–૬૮

રૂપકમાં કહી વાત, જનો સહુ શિક્ષા લેજો;
હંસ પઠે ગ્રહી સાર, તજી દુર્ગુણ સહુ દેજો.
આહા જેવું ભિતર, બ્હાર તેવું નવ નિકળે;
એ ભાષાનો દોષ, કે હું અધુરો કાવ્ય બળે.–૭૨

ધન્ય દિવસ સંક્રાંત, ધન્ય આતુરતા મ્હારી;
હર્ષ થકી સંગ્રામ, જોઉં હજિ ધારી ધારી!
જોઇ એમ એ ગગન, લગન લાગી રહે રોજે;
કહે વિજય હું મગન, તર્કની એવી મોજે!!–૭૬

વિજયાશંકર.

## ૬૧

## હરકતમાં બરકત

(પદ—રાગ કાલિંગડો.)

હરકતમાં બહુ બરકત, મનવા, ધરિ નરતનુ ના ડરરે;
થઇ રહિ ઉલટો તત્પર; મનવા, સામો મળવા ફરરે!
હરકતમાં—ટેક.

હરકતને તૂં હોંસે મળશે, બાહ્યરૂપ ન જોતો;
ભિતર નિરખતાં પામિશ નસિહત,–લાભ નથી એ છોટો.
મનવા૦-૧

હરકત રૂપી સરાણે ચ્હડતાં, તન-મન-કાટ કપાએ;
હરકત રૂપી કસોટિએથીજ, મ્હોટું મન પરખાએ.
—મનવા,—ધરિ નર૦—૨.

વખતે વખતજગતમાં હરકત, અલ્પ મનોને નડતી;
મ્હોટાં મનનાં શાંત તખતપર, તે ન દિસે ખડખડતી.
—મનવા,—ધરિ નર૦—૩.

હરકત સાથે કુસ્તિ કરે જે, તેજ ખરો પુરૂષાર્થી;
હરકત અન્ય જનોની હરે જે, તેજ ખરો પરમાર્થી.
—મનવા,—ધરિ નર૦—૪.

મહાપુરૂષ જે થયાછ પૂર્વે, હરકતમાં ઉછરેલા;
અમર નામ તે મુકી ગયા છે, તે ગુરુ આપણુ ચેલા!
—મનવા,—ધરિ નર૦—૫.

પરદુઃખભંજન વિક્રમ, શંકર, હરિશ્ચંદ્ર, પ્રલ્હાદે;
હરકત શિર પર ઉઠાવી લીધી, સહ્યાં દુખો અતિ સ્વાદે.
—મનવા,—ધરિ નર૦—૬.

વૃક્ષોને જ્યમ ખાતર મળતાં, ફળ ફુલથી તે ફાલે;
બુદ્ધિવાન જન ત્યમ હરકતમાં, બરકત ભ્હોળી ભાળે.
—મનવા,—ધરિ નર૦—૭.

વિરલા અનુભવી એહ વાતનો, ઊંડો મર્મ પિછાને;
હરકતથી ન હઠે શુર મર્દો, મોજ ઘણેરી માને.
—મનવા—ધરિ નર૦—૮.

વિજય મસ્ત હું કેરા,—પ્રસંગને મળવામાં;
ઇશ કૃપાથી હરકત દેખું;—બરકત રૂપ તખતામાં!
—મનવા—ધરિ નર૦—૯.

વિજયાશંકર.

## વખત વિષે.

અરે વખત વિખ્યાત! અજબ બલિહારી ત્હારી;
ગુણ ત્હારા સાક્ષાત, રાત દિન લહે નરનારી.
નામ તેહનો નાશ, અગર કહેવત એ ચાલે;
તુંને ન તેનો પાશ, પ્રલય પણ તુને ન ઝાલે;
વળી સાલગિરી ને સમચરી, સર્વ ,વસ્તુનાં આણતો,
પણ આદિ અંત તુજ નવ જડે, નથી મધ્ય પણ જાણતો.-૧

અજબ તાહરો આહાર, ક્ષુધા તુજ ગજબ કરંતી;
નિદ્રા નહિ ક્ષણવાર, નિરંતર દ્દષ્ટિ ફરંતી;
બારમાસિ ચકડોળ, ફર્યાથી વરસ ગણાતું;
વર્ષ નામ બદલાય, નથી તુજ રૂપ બદલાતું;
ગતિ છે અતિ અકળ અમાપ તુજ, મતિ માનવીની થાકતી;
આ જિંદગાનિ છે સ્વપ્ન વત્, અર્ધી ઊંઘતી જાગતી.-૨

મિથ્યા આ ઘડિયાળ, કરે છે ટક ટક સંધાં;
માપી ન શકતાં તુને, મપાતાં પોતે અંધાં.
શક સંવત ને સને, તવારિખ દંતકથાઓ,
વર્તમાન ભુત ભવિષ્ય, લેખ પ્રાચીન બિનાઓ;
એ સર્વે માનવીની રમત, ભુસી નાખે તું પલકમાં,
છે પ્રલય મૃત્યુ ને નાશ, એ ત્રણ સેવક તુજ ખલકમાં.-૩

× × × ×

રે બચપણના વખત, કૂમળા ને નિર્દોષી,
ગમત લ્હેજત ભર્યા, રહિતચિંતા સંતોષી,
ક્યાં ગઈ તે મિત્રાઇ, વળી જિજ્ઞાસુ નવાઇ?
ઉત્સાહ ભરી સરસાઈ, સ્કૂલની ક્યાં સંતાઇ?

હરકત રૂપી સરાણે ચ્હડતાં, તન-મન-કાટ કપાએ;
હરકત રૂપી કસોટિએથીજ, મ્હોટું મન પરખાઓ.
-મનવા,-ધરિ નર૦-૨.

વખતે વખત જગતમાં હરકત, અલ્પ મનોને નડતી;
મ્હોટાં મનનાં શાંત તખતપર, તે ન દિસે ખડબડતી.
-મનવા,-ધરિ નર૦-૩.

હરકત સાથે કુસ્તિ કરે જે, તેજ ખરો પુરુષાર્થી;
હરકત અન્ય જનોની હરે જે, તેજ ખરો પરમાર્થી.
-મનવા,-ધરિ નર૦-૪.

મહાપુરૂષ જે થયાછ પૂર્વે, હરકતમાં ઉછરેલા;
અમર નામ તે મુકી ગયા છે, તે ગુરુ આપણ ચેલા!
-મનવા,-ધરિ નર૦-૫.

પરદુ:ખભંજન વિક્રમ, શંકર, હરિશ્ચંદ્ર, પ્રલ્હાદે;
હરકત શિર પર ઉઠાવી લીધી, સહ્યાં દુખો અતિ સ્વાદે.
-મનવા,-ધરિ નર૦-૬.

વૃક્ષોને જ્યમ ખાતર મળતાં, ફળ પુલથી તે ફાલે;
બુદ્ધિવાન જન ત્યમ હરકતમાં, બરકત બ્હોળી ભાળે.
-મનવા,-ધરિ નર૦-૭.

વિરલા અનુભવી એહ વાતનો, ઊંડો મર્મ પિછાને;
હરકતથી ન હઠે શુર મર્દો, મોજ ઘણેરી માને.
-મનવા-ધરિ નર૦-૮.

વિજય મસ્ત હું કેરા,-પ્રસંગને મળવામાં;
ઇશ કૃપાથી હરકત દેખું;-બરકત રૂપ તખતામાં!
-મનવા-ધરિ નર૦-૯.

વિજયાશંકર.

## વખત વિષે.

અરે વખત વિખ્યાત ! અજબ બલિહારી ત્હારી;
ગુણ ત્હારા સાક્ષાત, રાત દિન લહે નરનારી.
નામ તેહનો નાશ, અગર કહેવત એ ચાલે;
તુંને ન તેનો પાશ, પ્રલય પણ તુને ન ઝાલે;
વળી સાલગિરી ને સમચરી, સર્વ ,વસ્તુનાં આણતો,
પણ આદિ અંત તુજ નવ જડે, નથી મધ્ય પણ જાણતો.–૧

અજબ તાહરો આહાર, ક્ષુધા તુજ ગજબ કરંતી;
નિદ્રા નહિ ક્ષણવાર, નિરંતર દૃષ્ટિ ફરંતી;
બારમાસિ ચકડોળ, ફર્યાથી વરસ ગણાતું;
વર્ષ નામ બદલાય, નથી તુજ રૂપ બદલાતું;
ગતિ છે અતિ અકળ અમાપ તુજ, મતિ માનવીની થાકતી;
આ જિંદગાનિ છે સ્વપ્ન વત્, અર્ધી ઊંઘતી જાગતી.–૨

મિથ્યા આ ઘડિયાળ, કરે છે ટક ટક સંધાં;
માપી ન શકતાં તુને, મપાતાં પોતે ગંધાં.
શક સંવત ને સને, તવારિખ દંતકથાઓ,
વર્તમાન ભુત ભવિષ્ય, લેખ પ્રાચીન ળિનાઓ;
એ સર્વે માનવીની રમત, ભુસી નાખે તું પલકમાં,
છે પ્રલય મૃત્યુ ને નાશ, એ ત્રણ સેવક તુજ ખલકમાં.–૩

× × × ×

રે બચપણના વખત, કૂમળા ને નિર્દોષી,
ગમત લ્હેજત ભર્યા, રહિતચિંતા સંતોષી,
ક્યાં ગઇ તે મિત્રાઇ, વળી જિજ્ઞાસુ નવાઇ ?
ઉત્સાહ ભરી સરસાઇ, સ્કૂલની ક્યાં સંતાઇ ?

જે કાળથી આ જગ નીપજ્યું છે,
નવું નવું રૂપ સદા સજ્યું છે;
રહે ન એક સ્થિતિ માસ બાર,
થતો દિસે તેમજ ફેરફાર.—૧૦.

જે જાતિનાં ઝાડ અગાઉ થાતાં,
તે જાતનાં આજ નથી જણાતાં;
થયાં દિસે પથ્થર ને પ્રકાર,
થતો દિસે તેમજ ફેરફાર.—૧૧

હતા પશુ હાથી થકી ઉત્તંગ,
પીરમમાં પથ્થર રૂપ અંગ;
જોતાં જડે છે કદી કોઇ ઠાર,
થતો દિસે તેમજ ફેરફાર.—૧૨

પૂર્વે હતી વસ્તિજ મચ્છ કેરી,
વનસ્પતિની પછી થૈ ઘણેરી;
પક્ષી પશુ તે પછી બેસુમાર,
થતો દિસે તેમજ ફેરફાર.—૧૩

દલપતરામ.

## ૬૪

## સ્વભાવ વિષે.

(દોહરા.)

વસુધા ને વિદ્યા વિષે, વિવિધ રસોનો વાસ;
આંબો ચૂસે મિષ્ટ રસ, લે આંબલી ખટાશ.
બાવળ આંબો બોરડી, જો તરૂ જુથ્થ જમાવ;
કરતારે દલપત કહે, સરજ્યા જુદા સ્વભાવ.

જન્મ સ્વભાવ ટળે નહિં, જાય જીવને સંગ;
સંગ થકી બદલાય છે, ઉપર ઉપરનો રંગ.

(ઇંદ્રવિજય છંદ)

એકજ બાગ અને જળ એકજ,
એકજ ખાતર એકજ ક્યારો;
લિંબુ દરાખ લવિંગ લિંબોળી,
વિવેક કરી કદી વાવી વિચારો;
કોટિ ઉપાય કરે દલપત્ત,
ફરે ન સ્વભાવ ધરે ન સુધારો;
જે ફળમાં રસ જાતિ સ્વભાવિક,
તે ફળમાં રસ તેજ થનારો.

(દોહરો.)

મરતાં સુધી મટે નહિં, પડી ટેવ પ્રખ્યાત,
ફાટે પણ ફીટે નહિં, પડી પટોળે ભાત,

દલપતરામ.

## ૬૫

## પ્રેમમાં છળભેદ ?

અરર પ્રીતડી બાંધી, પ્રાણ જ્યાં એક કીધા,
તન મન ધન જ્યાં એકેકને અર્પી દીધાં.
છળ કયમ કરી થાએ ? જૂઠ કોનેજ કહેવું ?
શું નિજ જીવ છળેથી, છેતરી સુખ લેવું ? ૧

મધુર મુખ પ્રિયાનું, પેખતાં મગ્ન પ્રીતે,
જીભડી વચન જૂઠાં, બોલશે શી જ રીતે?
કદી છળથી મળી તો, પ્રીતિ તેં આપણી શું.
નહિજ! નહિજ! તે, કલ્પિત બીજા ઘણી શું. ૨

રસિક પ્રીતડી સાચી, હોય જ્યાં પાત્ર સંગ,
કપટ ઝપટ નાશી, જાય થૈ માન ભંગ;
સદ્દગુણી સઘળા ત્યાં, નિત્ય હર્ખે ભરાએ,
સ્વરગ સરખી સુખી, સંત આ પૃથ્વી થાએ. ૩

નવલરામ.

## સ્ત્રી સ્વરૂપ.

(ગરબી)

સંસારનું નૂર છે નાર,
સજન, સંસારનું નૂર છે નાર.
સ્ત્રી સુધરે સકળ સુખ સાર,
સજન, સ્ત્રી સુધરે સકળ સુખ સાર;
ધૂળધાણી બધું નિર્ધાર, એ વણુ ધૂળ૦ ટેક.

સુંદર સ્ત્રીનું મુખડું, સુંદર સ્ત્રીનું તન;
સુંદર સ્ત્રીના બોલડા, સુંદર સુંદર સ્ત્રીનું મન! સજન-૧

સુંદર સેવા સ્ત્રી કરે સુંદર ધરેજ સ્નેહ;
સુંદરતા સંસારમાં, ભરનારી નારીજ છેય! સજન-૨

આપે જન્મજ જગતને, પાળે પૂરણ પ્રીત!
એનાંજ નામ આધારથી, કહાવે ઈશ્વરી અંબા ખચીત!-
સજન સં૦ ૩

મીઠું બોલી મન હરે, ટાળે તન પરિતાપ;
આફતમાં ધીરજ ધરી, ધીર આપે એ નરનેજ આપ.—
સજન સં૦ ૪

ઘરૂણી ઘરનો સ્તંભ છે, ઘરનું ઘરૂણિજ માન;
ઘરૂણી ઘરનું ઘરેણું છે, ઘર ઘરૂણિ વિનાનું સ્મશાન.—
સજન સં૦ ૫

ઘડપણમાં ઘરૂણી સમી, સેવા કોથી ન હોય;
સ્વર્ગે પણ સંગે ગઇ, તે તો નારીજ ! નર નહિ કોય,—
સજન સં૦ ૬

ધન ધન નારી નામને, પ્રેમી પરમ અપાર !
પાળે પ્રેમે સર્વને, એ તો આદ્યશક્તિ અવતાર,—
સજન સં૦ ૭

નિંદા એની જે કરે, તે પાપી ગુણચોર;
દુર્ગુણને દરિયે ડુબે, તોએ દિલડે દયાનુંજ જોર,—
સજન સં૦ ૮

ગોરી ફૂલ ગુલાબનું, સૂકે કે કરમાય;
કે કોહે પણ કાળજી, તોએ જાતિ સુગંધિ ન જાય,—
સજન સં૦ ૯

શાસ્ત્રી, પુરાણી, પંડિતો, શાણા સજજન સર્વ !
સાચે સાચું હું કહું, તમે માનો મૂકી મન ગર્વ.—
સજન સં૦ ૧૦

દીસે દુર્ગુણી આજ બહુ, નથી એની કાંઈ નાજ,
પણ એ દુર્ગુણી મૂર્ખ કે, જે છે તે તમારાજ કાજ.—
સજન સં૦ ૧૧

આદે દમયંતી, સીતા, દ્રૌપદી આદિ અપાર;
થઇ ગઇ બહુ ગુણવંતીઓ, તે હતી નારીજ નિર્ધાર.–
સજન સં૦ ૧૨

ધર્મે, કર્મે ન કેળવો, ના'પો કંઈ પણ જ્ઞાન;
રાખો જો હેવાન તો, કયમ હોય ન એ હેવાન.–
સજન સં૦ ૧૩

હા ! અબળાઓ હાય રે ! હાલ છેજ હેવાન !
ખાવું, પીવું, ખેલવું, એ ત્રણનુંજ જેને ભાન.–
સજન સં૦ ૧૪

જ્યાં હેવાનજ હારનો, સઘળો સુંદિર સાથ;
ત્યાં જીવ્યાથી તો ભલું, ખરે મરણ નવલ ઓ નાથ !–
સજન સં૦ ૧૫

નવલરામ.

૬૭

## વીરમતીને જગદેવ.

(હરિગીત)

કુળ ઉજ્વળા મતિ નિર્મળા,
ગતિ ચંચળા પ્રબળારતિ,
હે કનકવર્ણી કન્યકા !
સૌંદર્ય વનની પોપટી !
ત્રૈલોકય તિલક તારૂણી !
તુજ રૂપ રૂપી વારૂણી
પીતાં, હું ધર્માધર્મનો
ભુલી ભેદ યાચક રહું બની.

નવલરામ.

## ૬૮

## પ્રીતિ વિષે.

("નાથ કૈસે ગજકો બંધ છોડાયો." એ રાગ)

દરદ દિલ દરદીનું દરદીજ જાણે,
અજાણ્યા તો અંદેશો આણે. દરદ-ટેક.

પાણીથી દૂર લગાર પડયા થકી, તરફડે મછ જે ટાણે,
હાડિયાને મન હસવું આવે, અને ઠીઠિ હસે તે ઠેકાણે.-દરદ-૧
ચંદ્રમાં ચિત્ત ચકોરનું ચોટયું, તેં વાકેફ હોય તે વખાણે,
પોતાના જીવને પીડા પડી હોય તે, પારકો જીવ શું પીછાણે-દરદ ૨
ચમકની તરફ ખેંચાય છે લોઢું, તે કહે કોણ તાણે,
અકળિત કારણ એ અસાધારણ, પ્યારનું એજ પ્રમાણે.-દરદ-૩
સારસ જોડું સ્નેહે વસે તેને, પાડતાં જૂદાં પરાણે,
સુખની ઘડી તે તે સ્વપ્ને મળે નહીં, ટળવળીને તજે પ્રાણે-દરદ-૪
દંપતીનાં દિલ તેમજ તરસે છે, બંધન પ્યાર બંધાણે,
જાણે છે અંતર અરસપરસનાં, ગાઈ બતાવે શું ગાણે.-દરદ-૫

દલપતરામ.

## ૬૯

## ચેત તો ચેતાવું તનેરે.

ચેત તો ચેતાવું તનેરે, પામર પ્રાણી० ટેક.

સજી ઘરબાર સારૂ, મિથ્યા કહે છે મારૂં મારૂં;
તેમાં નથી કશું તારૂં રે, પામર પ્રાણી.—૧

તારે હાથે વવરાશે, તેટલુંજ તારૂં થાશે;
બીજું તો બીજાને જાશેરે, પામર પ્રાણી.—૨

માખીઓએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું;
લુંટનારે લુંટી લીધુંરે, પામર પ્રાણી.—૩

ખંખેરીને હાથ ખાલી, ઓચિંતાનું જવું ચાલી;
કરે માથાકુટ ઠાલીરે, પામર પ્રાણી.—૪

સાહુકારીમાં સવાયો; લખોપતિ તું લખાયો;
કહે સાચું શું કમાયોરે, પામર પ્રાણી.—૫

આવે તારે સાથે એવો, કમાયો તું માલ કેવો;
એવેજ તપાસ લેવોરે, પામર પ્રાણી.—૬

હવે નરતનુ દીધી, તેં તો ન કિમ્મત કીધી;
મણિ સાટે મેશ લીધીરે, પામર પ્રાણી.—૭

ખોળામાંથી ધન ખોયું, ધૂળથી કપાળ ધોયું;
જાણુપણું તારૂં જોયુંરે, પામર પ્રાણી.—૮

હજી હાથમાં છે બાજી; કર તું પ્રભુને રાજી;
તારી મુડી, કર તાજીરે, પામર પ્રાણી.—૯

હાથમાંથી બાજી જાશે, પછીથી પસ્તાવો થાશે;
કશું ન કરી શકાશેરે, પામર પ્રાણી.—૧૦

મનનો વિચાર તારો, મનમાં રહી જનારો;
વળતી ન આવે વારોરે, પામર પ્રાણી.—૧૧

નીસર્યો જ્યાં શરીરથી; પછી તું માલેક નથી;
દલપતે કીધું કથીરે, પામર પ્રાણી.—૧૨

દલપતરામ.

## ૭૦

## જાય છે જગત ચાલ્યું રે

જાય છે જગત ચાલ્યું રે, ઓ જીવ જોને—ટેક

જોને તું પાટણ જેવાં, સારાં હતાં શહેર કેવાં;
આજ તો ઉજડ એવાં રે, ઓ જીવ જોને-૧

વળી સિદ્ધપુર વાળો, મોટો જોને રૂદ્રમાળો;
રહ્યો નહિં તે રૂપાળો રે, ઓ જીવ જોને-૨

રૂડા રૂડા રાણીજાયા, મેળવી અથાગ માયા;
કાળે તેની પડી કાયા રે, ઓ જીવ જોને-૩

છત્રે જેને છાયા થતી, રૂડી જેની હતી રતિ;
ક્યાં ગયા કરોડો પતિ રે, ઓ જીવ જોને-૪

જરા જો આજારી થતા, હાજર હકીમ હતા;
તેના તો ન લાગે પત્તા રે, ઓ જીવ જોને-૫

કોઈ તો કહેવાતા કેવા, આભના આધાર જેવા;
ઉઠી ગયા એવા એવા રે, ઓ જીવ જોને-૬

જુવાનીમાં જાતા જોઈ, રાખી નહિં શકયો કોઈ;
રહ્યાં સર્વે સગાં રોઈ રે, ઓ જીવ જોને-૭

હાજર હજારો રહેતા, ખમા ખમા ખમા કહેતા;
વિશ્વમાંથી ગયા વહેતા રે, ઓ જીવ જોને-૮

મુઆ જન જેની સાથે, હેતથી પોતાને હાથે;
મરણ ન મટયું માથે રે, ઓ જીવ જોને-૯

જશ લીધો શત્રુ જીતી, નવી ન ચલાવી નીતિ;
વેળા તેની ગઇ વીતી રે, ઓ જીવ જોને-૧૦

જગમાં ખુબ જામ્યા, વેર વાળીને વિરામ્યા;
પણુ તે મરણુ પામ્યા રે, ઓ જીવ જોને-૧૧
નેક નામદાર નામે, ઠર્યા જઈ સ્મશાન ઠામે;
દીઠા દલપતરામે રે, ઓ જીવ જોને-૧૨

દલપતરામ.

## ૭૧

## "નવ કરશો કોઇ શોક."

( પદ )

નવ કરશો કોઇ શોક, રસિકડાં, નવ કરશો કોઇ શોક. ટેક.

યથાશક્તિ રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી.–રસિકડાં૦ ૧
પ્રેમી અંશને રૂદન આવશે, શઠ હરખાશે મનથી.–રસિકડાં૦ ૨
મર્મ ન સમજે બકે શંખશઠ, વાંકું ભણે બહુપણુથી–રસિકડાં૦ ૩
એક પીડમાં બીજી ચ્હીડથી, જળશે જીવ અગનથી–રસિકડાં૦ ૪
હતો દુઃખીયો થયો સુખીયો, સમજો છુટયો રણુથી રસિકડાં૦ ૫
મુઓ હું તમે પણુ વળી મરશો, મુક્ત થશો જગતથી–રસિકડાં૦ ૬
હરિ કૃપાથી મમ લેખ ચિત્રથી, જીવતો છઉં હું દમથી–રસિકડાં૦ ૭
વીર સત્યને રસિક ટેકીપણું, અરિ પણુ ગાશે દીલથી–રસિકડાં૦ ૮
જુદાઈ દુઃખ તે નથીજ જવાનું, જાયે માત્ર મરણુથી–રસિકડાં૦ ૯
મરણુ પ્રેમીને ખચિત સોહું છે, દુઃખ વધેજ રૂદનથી–રસિકડાં૦ ૧૦
જગત નીમ છે જનમ મરણુનો, દૃઢ રહેજો હીંમતથી–રસિકડાં૦ ૧૧
મને વિસારી રામ સમરજો, સુખી થાશો તે લતથી–રસિકડાં૦ ૧૨

નર્મદાશંકર.

## ૭૨

### ખરી ભક્તિનું ફળ.

ખરી ભક્તિ તો સાયુજ્ય મુક્તિ આપે

બીજાં જે સાધન બહુએ,
વિરસ તે દે દુઃખ સહુ એ,
કરી રસમય મનડું એ,
સંકટ સર્વ કાપે કાપે મુક્તિ આપે—ખરી૦ ધ્રુવ.

આજન્માંત સ્થિતિ અનંત બ્હાર થાએ,
આજન્માંત સ્થિતિ અનંત માંહ્ય થાએ;
જન્મી જન્મીને તે સર્વ મરી જાએ;

ચોર્યાશી લાખથી શું, નથી વધતા, ફેરા થતા?
જીવને છતાં, એમ છતાં, ખાવી ખતા,
ખોવી મતા, આનંદ લતા,
જ્ઞાન વિના પાપે પાપે મુક્તિ આપે—ખરી૦

હીણા જીવનો ન નીમ નિત્ય રહે,
હીણી ઇંદ્રિઓ બગાડે સંધુ દેહે,
જેથી ના કહેલ તેજ પાછું લેએ,
ભુલે જીવડો, ન ધરે ટેક, વહે છેક, કરમ નેક,
જે અનેક નહિં એક, કરે લેખ,
રીબાયે તે તાપે તાપે-મુક્તિ આપે—ખરી૦

ભય ને દુઃખ ઘણા જીવને સપડાવે,
ટટળાવીને તે જોર થકી ડાએ,
જેની ઓથ તે ન સાહ્ય કદી આપે,

સત્યજ રાખતાં હોય ભાવ, થાય લ્હાવ, જાય તાવ,
રૂઝે ઘાવ, તરે નાવ, આ દરિઆવ,
પહોંચે ધામ ક્ષેમ આપે આપે-મુક્તિ આપે-ખરી૦

નર્મદાશંકર.

## ૭૩

### સત્ત્વનું હાસ્ય.

(ગરબી.)

આ તક જાય ખુશી કોઇ લુંટિ લોરે લુંટિ લો રે.—ટેક.

તમ તમ સુર તમરાંનો બોલે, કિલ અંધારી નિશા;
અજ્ઞાને લહ્યું સમ સમ નીશા, હદ પર ચ્હડિ જયમ નીશા;
માયા ઘુંટિલોરે ઘુંટિલોરે,— આ તક૦ ૧

માયાને માયા ઊતારે, જ્યારે ચ્હડતી માયા;
જ્ઞાન સદ્દચિદાનંદ-રસ લ્હેરે, સોહં ધોવઇ કાયા;
મમત મ કુટિલોરે કુટિલોરે,— આ તક૦ ૨

આહા ચમકી જ્ઞાન ચંદ્રિકા, પવિત્ર કેવું ધામ;
મટી પ્રવૃતિ જોઈ ગગને ઠરાએ, નથી દૂજો વિશ્રામ;
એ વણુ તુટિલોરે તુટિલોરે,— આ તક૦ ૩

સહજ દોરી જ્યાં સદાની સંધઇ, કુદરત ન કરે ટીકા;
વિજય સત્ત્વનું હાસ્ય ઠરેલું, વદન કમળ ચાટિકા;
ફુલ કોઇ ચુંટિલોરે ચુંટિલોરે.— આ તક૦ ૪

વિજયાશંકર.

## ૭૪

### બ્રહ્મધામ.

("તારૂં ગોકુળ જોવાને આવરે, મથુરાના વાસી."—એ ઢાળ.")

નિરખું બ્રહ્મધામે આ શી શોભારે, નિરમળ આનંદ;
જોતાં ટળતી ત્રિવિધ ભવ તોબારે, નિરમળ આનંદ.—
નિરખું. ટેક.

આનંદ મેહુલો ઝરમર વરસે, જાણે મોતીઓની હાર;
શીતળ વાયુ શો લાગે મનોહર, કરતો રૂંઆંટીસું લાડરે !
નિરમળ૦ નિરખું—૧

કોયલડી ટૌકા કરે રે, જાણેં અનહદ નાદ;
સર્વ ઇંદ્રિ ઠરી સ્થિર રહી, એક શ્રવણેંદ્રિયે લિએ સ્વાદરે.
નિરમળ૦-નિરખું.—૨

આહા ગંભીર નભ કેવું શોભે, આનંદઘનની શી રેલ;
વમળ તાણ એ ધામે ન કાંઇ, મીચી આંખ કરૂં ઊંચા ગેલરે !
નિરમળ૦-નિરખું.—૩

ભ્રાંતિ ઉપાધિ સહુ ધોવઇ ગયાંરે, જ્ઞાને અવિદ્યા લોપાઇ;
મુક્ત થાઓ પીતાં તલ્લીન સુખ-રસ, લીલા કેમ શકે વરણાઇ !
નિરમળ૦ નિરખું.—૪

સંધું પવિત્ર સોહામણુરે, જ્ઞાન ચક્ષુએ દેખાય;
અવિદ્યા પડળ ખસી આબેહુબજ, સત્યવસ્તુનું ચિત્ર જોવાયરે.
નિરમળ૦ નિરખું.—૫

ચંદ્રિકા ખિલે સદ્જ્ઞાનનીરે, થયો તિમિર સંહાર;
વિજય સભર ભર્યો બ્રહ્મ દેખું સંધે, નવ જાણું કેવો
સંસારરે ! નિરમળ૦-નિરખું—૬

વિજયાશંકર.

સમાપ્ત.

# ટુંકું ટિપ્પણ.

## કાવ્ય ૨. ઇશ્વરનું સ્તવન.

કડી ૪—ગોળા–પૃથ્વી, સૂર્ય, ગ્રહ, ઉપગ્રહ જેવા.

કડી ૯—જ્યાં મન વાણી હોય ચૂપ–જેને વિષે વિચાર કરતાં મનને ચૂપ થઈ રહેવું પડે છે; જેનું વર્ણન કરતાં વાણીને થાકીને ચૂપ બની રહેવું પડે છે.–જે મન અને વાણીથી પર છે, અચિંત્ય, અવર્ણનીય છે.

કડી ૧૦—જેને નવલ કવે શું જ! જેની કવિતા કરતાં શું કહેવું એ 'નવલ' જાણી શકતો નથી. જે નવલની કવિતાથી વર્ણન કરવાની શક્તિથી પર છે.–જેને નવલ કવિતામાં શું, કેવી રીતે કહી શકે?

## કાવ્ય ૩. સ્વદેશ સ્તોત્ર.

નવલરામની સ્વદેશભક્તિ અને સ્વદેશના હિત માટેની ચિંતા આ નાના કાવ્યમાં સરસ રીતે પ્રકટ થયેલ છે. સ્વદેશના હિત માટે સ્વદેશી ભાઇઓએ કેવા થવું જોઇએ, ભારતવાસીઓની દેશ પ્રતિ ભાવના કેવી છે, અને પ્રભુને મન તો ભરતભૂમિ 'પ્રિય પ્રમુખા' હોવા છતાં ભારતવાસીઓની બેદરકારી અને ટુંકી બુદ્ધિથી દેશની કેવી દશા થઇ છે એ વિચારતાં એવા જનને 'ધિક્ ધિક્ ધિક્ જ' છે એવા ઉદ્‌ગાર નવલરામ જેવા ગંભીર પ્રકૃતિવાળા અને શાંત વિચારકથી પણ કાઢી જવાય છે: એજ બતાવે છે કે નવલરામનું દિલ ભરતભૂમિને માટે કેટલું દાઝી રહ્યું હતું.

કડી ૬-૭-૮—વાંક પ્રભુનો નથી, પણ આપણો પોતાનોજ છે. અમે મૂઢ, ભ્રષ્ટ, કપુત છીએ. દેવને ભૂતકાળમાં દુભવ્યો છે અને હજી દુભવીએ છીએ. કડી ૭. મતિ મતલબી—પોતાનોજ સ્વાર્થ સમજે તેવી આપમતલબી મતિ. સુખ સાર્વજનિક=સર્વ જનનું સુખ. સમસ્ત દેશના દરેકે દરેક જણનાં જૂદાં જૂદાં સુખનો વિચાર દૂર કરી, સાર્વજનિક સુખ શેમા રહેલું છે એજ જો જોવામાં આવે તો જ દેશનું હિત સાધી શકાય. ભારતવાસીઓ સાર્વજનિક સુખ જરા પણ સમજી શકતા નથી.

કડી ૮-જન્મભૂભક્તિ-જન્મભૂમિની ભક્તિ. ઉંચી ઓડ બળદીએ કીધી ન કહીં--બળદીઓ જેમ પોતાના કામમાંજ નીચું જોઇને મંડયો રહે છે તેમ સ્વાર્થી હિન્દી જન ઓડ ઉંચી કર્યા વિના, પોતાનાજ મતલબી કામમાં મંડયા રહે છે.

કડી ૧૦-જન્મભૂમિભજન અનભિજ્ઞ-અનભિજ્ઞ=અજાણ. જન્મભૂમિનાં ભજનમાં અજાણ.

કડી ૧૪—દેશ દેશથી પંડિત જ્યાં વહેતા—ગણિત, જ્યોતિષ, તત્ત્વજ્ઞાન વગેરે વિદ્યાઓ હિન્દુસ્તાનમાં એવી ઉંચી કોટિએ પહોંચી હતી કે અરબસ્તાન, ગ્રીસ, વગેરે દેશોમાંથી પંડિતો પણ હિન્દુસ્તાનમાં શિક્ષણ લેવા આવતા.

કડી ૧૫-યવન-મેગેસ્થિનીસ-ગ્રીક એલચી જેણે હિન્દુસ્તાનના લોકો, રીત રિવાજ, નીતિબુદ્ધિ, ધર્મ તત્ત્વજ્ઞાન વગેરે માટે બહુ ઉંચો અભિપ્રાય બાંધ્યો હતો.

કાવ્ય ૬. કવિ કાવ્ય પ્રશંસા.

દલપતરામની કવિતાના પ્રશંસક અને તેનો અભ્યાસ કરી, તેના જેવી કવિતા લખવા માટે બહાર પડેલા કવિ

લેખકોમાં ‘ખુલાખીરામ’ નું સ્થાન ઉંચું હતું. ‘કાવ્ય કૌસ્તુભ’ નામનો કાવ્યસંગ્રહ તેમણે છપાવ્યો હતો. નર્મદ દલપત યુગમાંના વિસરાઇ જતા કવિ લેખકોમાંથી અભ્યાસ અને વાંચન માટે જે થોડાક ટકી રહેવાનો હજી સંભવ છે તેવામાં ખુલાખીરામ મોખરે રહે તેવા છે.

કવિ અને કાવ્ય સંબંધે કલ્પનાઓ દોડાવી થોડાક સારા છ દો ખુલાખીરામે લખ્યા છે. તેમાંથી થોડા નમુના અહિં ઉતાર્યા છે. ૧લામાં ઇશ્વરના કામ સાથે કવીશ્વરનાં કામ ગણાવ્યાં છે; ૨જામાં સરિતા અને કવિતા, ૩ જામાં કૃષિકાર એટલે ખેડુ અને સુકવિ, ચોથા, પાંચમા અને છઠ્ઠામાં કવિ જાદુગર, સાતમામાં કવિ એ સ્વદેશનો શણગાર છે એમ, અને આઠમામાં નૃપના નૃપત્વની અને કવિના કવિત્વની તો બલિહારી છે એવી કલ્પનાઓ રજુ કરવામાં આવી છે.

**કાવ્ય ૭. કલમ.**

આમાં પણ ખુલાખીરામની કલ્પના જોવામાં આવશે. દલપતરામની પદ્ધતિને અનુસરનારા ખુલાખીરામમાં દલપતરામથી કાંઇક જૂદી પ્રતિની કલ્પના માલમ પડયા વગર રહેશે નહિં.

કડી ૧—કલમના જૂદા જૂદા અર્થની રમત કરી છે.
કડી ૩—કરવાલ=તરવાર.
કડી ૪—કોવિદ=પંડિત.

**કાવ્ય ૮. વસંત વર્ણન.**

નવલરામને ગુજરાત પ્રથમ અવલોકનકાર તરીકે ઓળખે છે, પણ શિક્ષક અને કવિ તરીકે પણ તેમનું

કામ ઘણી ઉંચી પ્રતિનું છે એ ગુજરાત હજી કદાચ પૂરે-પૂરી રીતે સમજી શક્યું નથી. તેમણે કવિતા ઘણી નથી લખી; અલબત્ત, કવિ તરીકે જે સતત પ્રવાહ ચાલુ રહેવો જોઇએ તે તો તેમના કવિતા લખાણથી ચાલુ રહેલો નથી; છતાં પણ જ્યારે જ્યારે અને જે જે કાવ્યો તેમણે લખ્યાં છે તે તેમની કવિત્વ શક્તિની ઉંચી કોટિ પુરવાર કરી આપે તેવાં છે. કુદરતનું યથાઘટિત વર્ણન, કવિયોગ્ય ભાવોદ્દીપન અને કવિત્વમય વાતાવરણ એ બધું તેમના કાવ્યોમાંથી ઘણાંમાં સારા પ્રમાણમાં માલમ પડે છે—આ 'વસંત વર્ણન' તેમની તે શક્તિનો સારો નમુનો ગણી શકાશે.

કડી. ૧. પટકુળ=વસ્ત્ર. સવારી—'Procession'

કડી. ૪. રવ=અવાજ. (બીજી લીટીમાં 'મધુર કરે રવ.' ત્યાં એક વાક્ય પૂરૂં છે. પછી 'તારી, કોયલ!—ની છે બલીહારી! એમ લેવાથી, સામાન્ય વાતમાં કોયલને જૂદી પાડી, કોયલને સંબોધન કર્યું છે તે અર્થ બરાબર સમજાશે, અને કોયલ માટેનો મોહ અને તેના રવની કદર એ ઘટિત રીતે પ્રકટતા પામશે.)

કડી. ૯. વસંત છે લગન આચારો—લગન કરાવનાર વસંત છે તેથી તેને લગન-આચરી-લગ્નનો આચાર્ય કહેલ છે.

કડી ૧૦. આ રૂતુમાં પાંચે ઇન્દ્રિયો અને હૃદય રીઝયાં—રીઝે છે. તેવી રૂતુમાં હોળી રમવી અને સ્વાભાવિક રીતે ઉછળી આવતો આનંદ અને રંગરાગનો ઉત્સાહ બતાવવો એ બરાબર છે. પણ લોકોમાં હોળી ખેલવાનો જે ચાલ-ગંદો અને નઠારો ચાલ—પેસી ગયો છે તેને તો હરખને મારી નાંખનાર સમજી તે ચાલને તજો-દૂર કરો. અને ઇન્દ્રિય

અને મનને આનંદ ઉલ્લાસ આપે તેવી સ્વાભાવિક રીતને ગ્રહણ કરો.

કાવ્ય ૯. ઋતુરાજ.
ઋતુરાજ=વસંત.

કડી. ૪. વાદી—બોલનાર-એક બોલે એટલે સામો બીજો બોલે તે.

કાવ્ય ૧૦. બ્રહ્મબાળા.

કડી. ૧. પીમળવાળી=સુગંધવાળી.
પિક=કોયલ.

કાવ્ય ૧૩. વનમાં ચોમાસું.

હરજીવન કુબેરજી રચિત 'ચાવડા ચરિત્ર'માંથી આ વર્ણન અપાયું છે. તે લેખકનાં બીજાં કોઇ કાવ્યો જાણવામાં આવ્યાં નથી.

કડી. ૧. કરતી દિનકરી—હમ્મેશાં દિવસો ફરી ફરીને આવતા. વટી ગઇ=પસાર થઇ ગઈ.

કડી. ૧૪. પરલે થયા—પ્રલે થયા—ટળી ગયા.

કડી. ૧૮. જળ વાવીને આણે હેત—એમાં 'વાવીને' બદલે 'વાળીને' જોઇએ.

કડી. ૨૦. વીનતા—વનિતા—રૂપસુંદરી રાણી.

કાવ્ય ૧૪. વર્ષા ઋતુમાં એક સ્હવારનો દેખાવ.

દલપતરામની પદ્ધતિ અનુસાર લખનારાઓમાં જેમ 'બુલાખીરામ' મોખરે આવે તેવા છે, તેમ 'નર્મદાશંકર'ના અનુયાયીઓમાં 'વિજયાશંકર' છે. તેમનું 'વિજયવાણી' નામનું કાવ્ય પુસ્તક પ્રકટ પણ થયેલું છે; નર્મદાશંકરની

કાવ્ય પદ્ધતિનું સારું અનુકરણ વિજયાશંકરે કરેલું છે. કુદરત વર્ણન અને પ્રસંગ વર્ણનમાં કોઇ કોઇ વખત તો વિજયાશંકર નર્મદાશંકરથી પણ વધારે સારું કામ કરી જાય છે.

કાવ્ય ૧૬. આહા શી ચંદા !

'સુબોધ ચિંતામણિ'ના લેખક વલ્લભદાસ પોપટનું આ કાવ્ય રા. •નથુશંકર ઉદયશંકર ધોળકીયાએ કરેલા 'નવીન કાવ્યદોહન' નામના સંગ્રહમાંથી લેવામાં આવ્યું છે. 'ભણી ઉતર્યા' એ નામનું આ સંગ્રહમાંનું કાવ્ય ૪૨ મું પણ વલ્લભદાસનું જ છે. લેખકના સમયમાં વાતાવરણમાં વ્યાપી રહેલા કેટલાક વિચારોને જોરદાર અને અસરકારક રીતે જાળવી રાખવા વલ્લભદાસનો પ્રયત્ન હતો. પરંતુ તત્કાલોપયોગી લેખોમાંથી ઘણાનું બને છે તેમ તે લેખો પણ હાલમાં તો વિસારે જ પડ્યા છે.

કાવ્ય ૨૧. ભરૂચથી કબીર વડ જતાં.

કડી. ૩. વીળ—ભરતી.

કડી. ૭. સવા—અનુકૂળ પવન.

કાવ્ય ૨૨. સહાબળેશ્વરનો ડુંગરાઉ રસ્તો.

નર્મદ–દલપતયુગમાં તે બંનેની અસરથી નિર્લિપ્ત, પણ છતાં તે યુગના વાતાવરણમાં રહીને લખનારા બે ચાર કવિ લેખકોમાં શિવલાલ ધનેશ્વર પોતાનાં કાવ્યથી ગુજરાતી કવિતા સાહિત્યમાં ઠીક ભાત પાડી

શકયા છે. તેમના 'પ્રવાસ વર્ણન'માંથી થોડા નમુના આંહિં લેવામાં આવ્યા છે.

લીટી ૪. અલગાર=હાર.

લીટી ૧૩. ઉભયગમ=બંને બાજુ.

કાવ્ય ૨૬. પ્રતાપગઢ—તે કાળ અને આ કાળ.

લીટી ૩. ઊંડી ખીણ ભયાનક (**ખાણ** નહિં, પણ **ખીણ** જોઇએ.)

કાવ્ય ૨૯. પ્રતાપગઢનો બાંધનાર.

લીટી ૧૮. શિવાય=શિવાજી.

કાવ્ય ૩૦. સ્વતંત્રતા.

કડી ૧. પથારિ ઝાયલ=પથારી ઝાલીને પડી રહેલા; પથારી વશ.

કડી ૭. મર્જિ—મરજી, ઇચ્છા, પ્રબળ ઇચ્છા.

કડી ૮. લીટી ૧ 'જે કમાનખ પેઠે' ને બદલે 'જે કમાનની પેઠે' એમ વાંચો.

કાવ્ય ૩૨. ઝટ ઝટ ચાલોજી.

નર્મદાશંકરનાં 'શૂરવીરનાં લક્ષણો' અને 'વીરરસની કવિતા' હમણાં વિસારે પડી ગયેલ જણાય છે. તેમાંનાં પદો ખરા ભાવથી અને ઉછળતા જુસ્સાથી લખાયાં છે. આ સંગ્રહમાં નર્મદાશંકરનાં કાવ્યોમાંથી અમુક સંખ્યા જ લેવાની પરવાનગી હોવાથી, કાવ્ય ૩૨, ૩૩, ૩૪ એ ત્રણથી જ સંતોષ માનવો પડયો છે. આશા છે કે એ ત્રણ કાવ્યો પણ નર્મદનાં બીજાં તેવાં કાવ્યો તરફ વાંચકવર્ગને ખેંચવા મદદગાર થશે.

કાવ્ય ૩૪.

કડી ૪. લીટી ૨ પણ લીધેલું=લીધેલી પ્રતિજ્ઞા.

કાવ્ય ૩૫. રણધીરા રજપૂત.

ખુલાખીરામે પણ કોઇ કોઇ શૌર્ય ઉત્તજક કવિતા લખી છે. આ કાવ્ય લખતાં લખતાં કવિને એટલી બધી લાગણી થઇ ગઇ કે છેલ્લી લીટી–૧૧મી કડીમાં ચોથી લીટી–તો બોલાઇ પણ નહિં–ડૂમો ચઢયો–શ્વાસ ભરાઇ ગયો–બોલવાની તાકાત રહી નહિં.

આ છેલ્લી લીટીની કૃત્રિમતા બાદ કરીએ તો પછી જાણી શકાશે કે ખુલાખીરામે રણધીરા રજપૂતોને કેટલો સાચો અને સીધો ન્યાય આપ્યો છે, અને તેમના ગુણો માટે ખુલાખીરામનું કવિહૃદય કેટલા ઉંચા ભાવથી ખળભળી રહ્યું હતું.

કાવ્ય ૩૬. ક્ષત્રાણીનો રણોત્સાહ.

અર્ધી શદી સુધી સતત કામ કર્યા કરનારા દિ. બ. રણછોડભાઇ ઉદયરામ અને રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ જેવા શ્રમવીરોએ ગુજરાતી સાહિત્યને અમુક જાતનું જોમ આપ્યું છે એ વાત સાહિત્યપ્રિય વાચકોથી અજાણી ન જ હોય. રાવબહાદુરના પ્રયાસો અનેકવિધ છે–તેમના 'પાણિપત' નામના એક નાના કાવ્ય પુસ્તકમાંથી આ ઉતારો લેવામાં આવ્યો છે.

કાવ્ય ૩૭. સ્વદેશબંધુનું કર્ત્તવ્ય.

કડી ૩. કુટુંબપોષી માણસ પોતાના કુટુંબનેજ પોષવામાં સંતોષ માની બેસે છે, જ્યારે સ્વદેશબંધુ તો સ્વદેશના દરેકે દરેક

જણની શોધ લે છે–દરેક સ્વદેશવાસીને પોષણ મળે છે કે કેમ એ શોધે છે અને ન મળ્યું હોય તેવા માટે કાળજી કરે છે.

કડી ૧૨. સ્વદેશબંધુને મન જ્ઞાતિ, ધર્મ, કે લિંગ કાંઇ પણ વિચારવાનું રહેતું નથી. સ્વદેશવાસી હોય તે સઘળાંને તે ભાઇ બહેન સરખાં જ ગણે છે.

## કાવ્ય ૩૮. સ્વદેશ ઉપર મમતા.

કડી ૮ મોમાં પોતાના ટંટા પોતે પતાવવાને અને સમજુ હો તો કદી સરકારમાં ન જશો એ બોધ દલપતરામને બહુ પ્રકટપણે આપવા જેવો લાગ્યો હતો; ગ્રામ પંચ, ન્યાતપંચ સંસ્થાને સ્વદેશહિત સાથે કેવો નિકટ સંબંધ છે એ આવા લેખકોના નિષ્પક્ષપાત અભિપ્રાયથી સિદ્ધ થાય છે.

## કાવ્ય ૩૯. પ્રેમ શૌર્ય.

લીટી ૨૨. જે માણસને દેશપ્રેમની સમજ નથી, એ માણસ તો નથી, પણ પશુ પણ નથી; તેને તો પત્થર જ સમજવો. હું તો તેવા માણસને ઉના પત્થર જેવો જ ગણું છું. જેમ ઉના–ગરમ–પત્થરથી દાઝવાની બીકે દૂર જ રહેવું ઠીક ગણાય, તેમ તેવા માણસથી હું દૂર જ રહેવા ઇચ્છું.

## કાવ્ય ૪૧. ધીરે ધીરે.

નર્મદના 'યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે,' મલબારીના 'સુધરો કહેતાં પહેલાં સુધરો આપ જો;' અને દલપતના 'સજ્જન સંભળાવજો રે ધીરે ધીરે સુધારાનો સાર' એ ત્રણ કાવ્યો તે સમયના વિચારકો સુધારા માટે

કારક રીતે ઘટાવી, પરિચિત અને સુજ્ઞાત દૃષ્ટાંતપરંપરા ઉપજાવી, સુંદર અને સુવાચ્ય સુભાષિતોની તેમણે સારી પ્રસાદી રજુ કરી છે. તેવાં કેટલાંક સુપરિચિત થયેલાં, અને ન થયાં હોય તો થવાં જોઇએ, થઇ શકે, તેવાં સુભાષિતો એકત્ર કરી 'દલપત સુભાષિત' એવા નામથી એક અંકમાં મૂકવામાં આવ્યાં છે.

કાવ્ય ૫૫. જવાસાને.

જવાસો એ એવી વનસ્પતિ છે કે તે ઉનાળામાં ફાલે–વધે છે. અને ચોમાસું શરૂ થાય, વરસાદ પડવાની શરૂઆત થાય, કે સુકાવા મંડે છે. તેથી બીજાની ચડતી જોઇ, ઇર્ષ્યાથી બળી હલકી વૃત્તિના માણસોની સાથે તેની સરખામણી કરવામાં આવે છે.

કાવ્ય ૫૭. અંગ ઉધારનો ઝગડો.

વ્યવહારમાં લગભગ હમ્મેશાં બનતા પ્રસંગોમાંથી મીઠી રમુજ સાથે અસરકારક બોધ ઉપજાવી કાઢવાની દલપતરામની શકિતના નમુના દલપત કાવ્યમાંથી ઘણા ઘણા મળી આવશે. લખાણ તદ્દન સરળ, પ્રસંગો ઘરગથ્થુ અને વર્ણન સંપૂર્ણ રીતે વાસ્તવિક એ તો દલપતરામના લખાણના સ્વાભાવિક જ ગુણો છે. અને એ જાતની કુદ-રતી શકિતના પરિણામે તેમનાં કાવ્યો સાક્ષરતાની કોટિમાં બહુ નીચા સ્થાને મૂકાય તેવાં હોવા છતાં, ગુજરાતી ભાષા જ્યાં સુધી બોલાશે ત્યાંસુધી, સામાન્ય વાચકોમાં તો તે હમ્મેશાં પ્રિય રહેવાનાં, અને સાહિત્યની શ્રેણીમાં તેનું સ્થાન કાયમનું જ રહેવાનું. હુન્નરખાનની ચઢાઈ જેવાંની લોકપ્રિયતા તત્કાળ મર્યાદિત રહેવાની એ ખરૂં, પણ સંપ

લક્ષ્મી સંવાદ, વિજયક્ષમા, અંગઉધારનો ઝગડો વગેરે નાનાં નાનાં કાવ્યો તો ગુજરાતી ભાષામાં અમર જ રહેવા સરજાયેલાં છે. અને જો કે ઉચ્ચકોટિના ગુણોથી વિભૂષિત નહિં હોવાને લીધે શિખરવાસીઓ તેની કદાચ દરકાર પણ ન કરે. તો પણ સમગ્ર દુનિયા કાંઈ શિખર પર વસી શકતી નથી–ટકી, રહી, પણ શકતી નથી. સાહિત્યના શિખરે પહોંચનારાઓને પણ તે શિખરે પહોંચવા માટે ઘટતો માર્ગ તો જરૂરનો જ છે. તેવા માર્ગની સોપાનશ્રેણીમાં દલપતરામ હમ્મેશાં જ રહે એવા તેમનાં લખાણમાં ગુણો ભરેલા છે એ આવાં આવાં કાવ્યો વાંચવાથી ખાતરી થઇ શકશે.

**કડી ૨૧.** ચોથા ચરણમાં 'હોઇએ તો દઇએ ભ્રાત' ને બદલે 'હોય તો દઇએ ભ્રાત' એમ વાંચવું.

**કડી ૨૪.** બીજું ચરણ–બેઠો કહ્ણ થઇ સાય–સાય=શાહ.

**કાવ્ય ૫૮. વિજય ક્ષમા.**

વિજય પામનારામાં રાજાઓમાં–ક્ષમા હોવી જોઇએ–સાધારણ સમજ વગરના પણ ઉદ્યોગી અને ઉપયોગી માણસો માટે ઉદાર દીલ અને ક્ષમાની જરૂર છે એમ આ કાવ્યમાં બતાવેલું હોઇ વિજયક્ષમા એવું નામ રાખવામાં આવ્યું છે.

પોતે ખોટું કરે છે એવો કશો ખ્યાલ ન હોવા છતાં, પોતાથી જુદી જાતના દુનિયાં કાંઇ જૂદોજ અર્થ કરી બેસે છે તેનો, અને અતિ ભોળા માણસો સમું કરવા જાય ત્યા આડુંજ કરી બેસે છે તેનો સાદો અને સરળ નમુનો આ કાવ્યમાં માલમ પડશે.

કડી ૧૩–દેવો તો ઉત્તર દીવાન–દેવો'તો–દેવો હતો. દીવાન ઉત્તર દેવા જતા હતા ત્યાં તો—

કડી ૨૬–ભારે રીસ ભરાય–ભારે રીસ ભરાઇ–ખૂબ ગુસ્સે થઇને.

**કાવ્ય ૬૦—સંક્રાંતની સવારે આકાશમાં ચગતા કનકવા.**

આપણે આપણી રમતો અને આનંદ આપનારા ઉત્સવો તદ્દન જ ગુમાવ્યા છે. રમવું એ તો આપણે એક પ્રકારની બાલિશતા સમજવાનું શીખ્યા ત્યારથી આપણો જીવનાનંદ અને આપણો વીર્યોત્સાહ આપણે ગુમાવી બેઠા છીએ. 'રમતો' જવાની સાથે તે તે રમતોમાં વપરાતા શબ્દો અને તેના અર્થો પણ આપણે ભુલી જઇએ એ તો સ્વાભાવિક જ હતું. કનકવા ચગાવવા, પતંગ ઉડાડવી કે કાઠીઆવાડમાં 'પડાઇ ચડાવવી' કહે છે એ રમતમાં આનદ સાથે સારી આવડત પણ મેળવી શકાય છે. તે રમત માટે વપરાતા શબ્દો જૂદા જૂદા ભાગમાં જૂદા જૂદા હોય એ સ્વાભાવિક છે. જૂદા જૂદા ભાગમાં વપરાતા શબ્દોની સમજ મેળવવામાં આવે તો સમસ્ત ગુજરાત માટે સમજી શકાય અને બધે વાપરી શકાય તેવું બની શકે ખરૂં. આ કાવ્યમાં તો સુરત અને તેની આસપાસના પ્રદેશમાં વપરાતા શબ્દો માલુમ પડશે.

બાજુદાર, મેસુંદી, એ કનકવાની જાત છે,– ફુન્નું (ફુમતુ), સિંરું, ચમચક, કંના, પુંછડું એ કનકવાના જૂદા જૂદા ભાગનાં નામ છે,–ગોથ ખાવી, રામ રોટલો થવો, લોટવું, સરકી ચાલવું, ઠુમકી ખાવી; એ જૂદી જૂદી ગતિ અને પરિણામ માટે વપરાતા શબ્દો છે.

લીટી ૫૧. મરો ગઇ મેસુંદી–ભૂલ. છે–ડિ ઉડી ગયો છે–'મરોડિ ગઇ મેસુંદી' એમ વાંચવું.

**કાવ્ય ૬૧. હરકતમાં બરકત.**

**કડી ૬.** લીટી. ૨. સહ્યાં દુઃખો અતિ સ્વાદે–દુઃખો સહન કરવામાં 'સ્વાદ' શબ્દ વાપરવો એ શબ્દનો દુરૂપયોગ કહેવાય. કવિને કહેવું છે એમ કે આપણે જેમ કોઇ ભાવતી વસ્તુ અતિ સ્વાદથી ખાઇએ તેમ તે તે મહાપુરૂષો હરકત ભોગવવામાં આનંદ અને સુખ માનતા.

**કાવ્ય ૭૧. નવ કરશો કોઇ શોક.**

શબ્દોનો સદુપયોગ એ તો સારા લેખકોનો એક આવશ્યક ગુણ છે. તેમજ જે વિચાર અમુક કાવ્યનું ઉત્પત્તિ કારણ હોય તે વિચારની સાથે કવિનો કલ્પનાવિસ્તાર જો બંધ બેસતો ન આવે તો તે પણ કાવ્યના ગુણમાં ન્યૂનતા લાવે છે. નર્મદ–દલપત યુગના લેખકોમાં ઉપર કહી તે જાતની કળા ભાગ્યેજ માલુમ પડશે. ઉલટું, શબ્દો નો દુરૂપયોગ અને એક વિચારના કાવ્યને લંબાવતાં તેમાં બંધબેસતી ન ગણાય તેવી કલ્પના અને તેવા તરંગો ઘણી વાર કાવ્યને બગાડી નાંખે છે. ઉપર કાવ્ય ૬૧મામાં 'સહ્યાં દુઃખ અતિ સ્વાદે' આવ્યું, તેમ આ કાવ્યમાં 'સુખી થાશો એ લતથી'માં લત શબ્દ કાવ્યને દૂષિત કરે છે–તેમજ 'મુઓ હું તમે પણ મરશો' એ વિચાર કાવ્યની કાવ્યમયતાને ડહોળી નાંખે છે.



# કવિતા વિનોદ

## કાવ્યની પહેલી લીટી પ્રમાણે અનુક્રમણિકા

(કૌંસમાં કાવ્યનો સંખ્યાંક છે: અને જમણે હાથે પાનાની કોરે પાનાનો છે.)

પૃષ્ઠ.


અરર પ્રીતડી બાંધી પ્રાણ જ્યાં એક કીધા (૬૫) .... ૧૦૩
અરે વખત વિખ્યાત અજબ બલિહારી તારી (૬૨) .... ૯૯
અહો શૂર મહારાજ શિવાજી, પરમ કરી પુરૂષાર્થ (૨૭) .... ૩૮
અહો સજ્જનો આ રચું છું રકાબી (૪) .... .... ૫
આ અગ્નિરથ ઓપતા અનુપ છે કે યજ્ઞશાળા કહું (૫૨) .... ૭૬
આજ કાંઇ ન્યારો પરકાશ (૧૫) .... .... .... ૨૩
આ તક જાય ખુશી કોઇ લૂંટિલો રે (૭૩) ... ... ૧૧૨
આહા પુરી ખીલી ચંદા, શિતળ મધુરી છે સુખકંદા (૧૮) ... ૨૫
આહા! શી આ ચંદા ખીલી રહી છે! (૧૬) .... .... ૨૩
ઉંટ કહે આ સમામાં વાંકા અંગવાળા ભુંડા (૫૧) .. .... ૭૪
એક સમે એક ક્ષત્રી આગળ બ્રાહ્મણે કહ્યું (૫૧) .... .... ૭૫
એક શરણાઇવાળો સાત વર્ષ સુધી શીખી (૫૧) .... .... ૭૫
એ રીતે કરતી દિન કરી ઉષ્ણ રૂતુ આખી ગઇ વટી (૧૩) .... ૨૦
કલમનું જોર આ વખતમાં વડું છે ભાઇ (૭) ... .... ૧૦
કામ શુણી ચારધે વચને જઇ કાસદ તુલ્ય કરો કદી ફૂદી (૫૧) ... ૭૨
કુળ ઉજ્જવળા મતિ નિર્મળા ગતિ ચંચળા પ્રબળા રતિ (૬૭) ... ૧૦૬
કુંભારનું ચક્ર જુઓ ફરે છે. (૬૩) ... ... ... ૧૦૦
કેસરિયાં કપડાં કરી કૂદે સાહી અને કરમાં સમશેર (૩૫) ... ૪૮
કેડેથી નમેલી ડોશી દેખીને જુવાન નર (૫૧) .... ... ૭૪
કોઇ કહે અતિ ઝેર વિંછી તણા આંકડામાં (૫૧) .... ૭૧

પૃષ્ઠ.

કોઇ પર ક્રોધ ન કરશો કદાપિ (૪૯) ... ... ... ૬૯
કોની કોની છે ગુજરાત ? (૨૪) .... .... .... ૩૨
ખરી ભકિત તો સાયુજ્ય મુક્તિ આપે (૭૨) .... .... ૧૧૧
ખાતું ખા બા કેશરી ! ઘોડલિ રંક સુજાત ! (૪૮) .... ૬૮
ચિત્ત ચકિત ત્યાં ઊંચો નીરખી ગંભીર બુરજ ગાઢ (૨૬) .... ૩૫
ચેત તો ચેતાવું તને રે, પામર પ્રાણી (૬૯) .... .... ૧૦૭
જયજય ગરવી ગુજરાત ! (૨૩) .... .... .... ૩૧
જવાસા શીદને મરે છે સૂકાઇ (૫૫) .... .... .... ૮૦
જળ ઠેકાણે સ્થળ કરે, સ્થળ ત્યાં જળ તૈયાર (૪૩) .... ૬૦
જાન જનાવરની મળી મેઘાડંબર ગાજે (૫૯) .... .... ૯૨
જાય છે જગત ચાલ્યું રે આ જીવ જોને (૭૦) ... .... ૧૦૯
જુઓ શિખરો વાદળાંનાં વિરાજે (૧૨) .... ... .... ૧૯
જુવો જુવો રે મેદાનમાં આવી કે વ્હાણેલાં (૨૦) ... .... ૨૭
જે આ જગતને નિભાવે (૨)... ... ... .... ૧
ઝટ ઝટ ચાલોજી, રણમાં ખૂબ લડોજી (૩૨) .... ... ૪૫
ડગલું ભર્યું કે ના હઠવું, ના હઠવું. (૩૪) .... .... ૪૭
ડુંગરા દૂર થકી રળીયામણારે (૫૪) .... .... .... ૭૮
તું કર પર ઉપકાર તુંજ પર પ્રાણ તજાવે (૫૩) .... ૭૭
દરદ દિલ દરદીનું દરદીજ જાણે (૬૮) .... .... ૧૦૭
દુષ્પ્રાપ્ય છે નૃપતિ દર્શન પુણ્ય પ્રૌઢ (૫૦) ... .... ૭૦
દૂર શો દિસે વૃક્ષ ઝુંડ લિલોછમ આ (૧૪) .... .... ૨૨
નર્મદા શું ગાઉં શોભા સાંજની (૨૧) .... .... ૨૮
નવ કરશો કોઇ શોક, રસિકડાં (૭૧) .... .... ૧૧૦
નાગર નરનું નુર, શૂર સારાં કામોમાં (૪૫) .... .... ૬૩
નાના દેશો નિરખવા પ્રભુનાં કૃત્ય અપાર (૪૬) .... .... ૬૬

પૃષ્ઠ.

નિરખું બ્રહ્મધામે આ શી શોભા રે (૭૪) .... .... ૧૧૩
પચરંગી પટકુળ ધારી (૮) .... ... .... .... ૧૩
પાણીથી પાતળી જાડી જમીનથી (૫૧)... .... .... ૭૨
પ્રથમ નમું ગણનાથને વિનવું વારંવાર (૫૭) .... .... ૮૩
પ્રીતેથી વિશ્વપતિને કરીને પ્રણામ (૧૯).... .... .... ૨૫
પ્રીત ધરે પર બ્રહ્મપદે (૫) .... ... .... .... ૬
પ્રેમચંદ્રાની બલિહારી રે રસિક જન સ્હોયે (૧૭) ... ૨૪
પ્રેમ વના શું અહીં, તહીં, શૂં પ્રેમવનાનું (૩૯).... ... ૫૫
બુરજતણી સન્મુખ સમીપમાં નીચે કબર નીરખાણી (૨૮) .... ૩૯
બોલ બડા મુખડાથી બકી બકી આગળથી વડી વાત ઉપાડી (૫૧).... ૭૨
બ્રહ્મબાળા ખૂબી ખીલીરે (૧૦) ... .... .... ૧૭
ભૂતળના લોકે એક સમે ઈંદ્રભુવનમાં (૫૧) ... .... ૭૬
મનરૂપી ઘોડો જેનો વેગ નથી થોડો (૫૧) .... .... ૭૫
માંકણના દુઃખથી મુંઝાય છે રે (૫૬) ... ... .... ૮૨
માળાકાર ભૂપાળની એક રીત શુણુ બાળ (૪૪) ... .... ૬૧
મારી ભરતભૂમિ ! (૩) .... .... .... .... ૨
મોહ સર્વ મન એમ, મોહમયી ક્યારે દિસે ? (૨૫) .... ૩૪
મ્લેચ્છરિપુ મહારાજ શિવાજી (૨૯) .... .... .... ૪૧
રાયને બનાવે રંક (૬) .... .... .... .... ૭
રૂડો જુઓ આ રૂતુરાજ આવ્યો. (૯).... .... .... ૧૫
રે રાજેશ્રી ! શીખી રહ્યા કે ઊઠયા જ્યાં નિશાળેથી (૪૨) ... ૫૯
લિપિઓ લખાઇ ન લખાઇ તો શું લાંછન છે (૫૧) ... ૭૪
લોહી ઉકળ્યાં રજપૂતોનાં તેલ કઢાએ જયમ ઉકળે (૩૬) .... ૫૦
વચનથી વેરવાઇ વૈરને વિસારી મૂકે (૫૧) .... ... ૭૧
વસંત ઋતુ દેખી મનમાં રે (૧૧) ... .... ... ૧૮

પૃષ્ઠ.

વસુધાને વિદ્યા વિષે, વિવિધ રસોનો વાસ (૬૪) .... .... ૧૦૨
વળ પડતો ગિરિશિખર ઉપરથી તળેટી સુધી તરતીબ. (૨૨) .... ૨૯
વિચિત્ર દેખાવ વિચિત્રવાણી (૧) .... .... .... ૧
શું થયું સાકર ખાંડ સહિત (૫૧) ... .... .... ૭૨
સંક્રાંતે સંગ્રામ દેખું આ શો આકાશે (૬૦) .... ... ૯૪
સંસારનું નૂર છે નાર (૬૬).... .... .... ... ૧૦૪
સજ્જ થાઓ કરી મન ચંગા (૩૩) ... .... ... ૪૬
સજન સંભળાવજોરે ધીરે ધીરે સુધારાનો સાર (૪૧) ... ૫૭
સજન સ્નેહસમાગમમાં નહિં કૂળરૂપ વૈભવ હેતુ (૪૭) .... ૬૦
સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે (૩૧) .... .... ૪૪
સાંભળ એક હતો સુલતાન, મનમાં મોટું ધરતો માન (૫૮)... ૮૮
સ્વદેશની દાઝ વિશેષ ધારે, રાજા પ્રજાના હિતને વિચારે (૩૭)... ૫૨
સ્વદેશની મમતા મનથી નવ મૂકીએ (૩૮) ... .... ૫૩
હરકતમાં બહુ બરકત, મનવા, ધરી નરતનુ ના ડરરે (૬૧).... ૯૭
હિંદુઓ હવે ખસૂસ હોંસ દિલ આણજો (૩૦) .... .... ૪૩
હે દેશીઓ સામાસામી શું જુઓ ? (૪૦) .... .... ૫૬



# કવિતા વિનોદ.

## લેખકો અને તેમનાં કાવ્યોઃ—સંખ્યા તથા અંક.


ગટુલાલ —૪૪.

દલપતરામ—૧, ૪, ૫, ૯, ૧૧, ૧૨, ૧૯, ૩૮, ૪૧, ૪૯, ૫૧, ૫૨, ૫૩, ૫૪, ૫૫, ૫૬, ૫૭, ૫૮, ૬૩, ૬૪, ૬૮, ૬૯, ૭૦.

નર્મદાશંકર—૧૦, ૧૭, ૧૮, ૨૦, ૨૧, ૨૩, ૨૪, ૩૦, ૩૧, ૩૨, ૩૩, ૩૪, ૩૯, ૭૧, ૭૨.

નવલરામ—૨, ૩, ૮, ૪૮, ૫૯, ૬૫, ૬૬, ૬૭.

બુલાખીરામ-૬, ૭, ૩૫, ૩૭, ૪૩.

મલબારી —૪૦.

લલ્લુ —૪૫.

વલ્લભદાસ પોપટ—૧૬, ૪૨.

વિજયાશંકર—૧૪, ૧૫, ૬૦, ૬૧, ૬૨, ૭૩, ૭૪.

શિવલાલ ધનેશ્વર—૨૨, ૨૫, ૨૬, ૨૭, ૨૮, ૨૯, ૪૬, ૪૭, ૫૦.

હરગોવિંદદાસ દ્વારકાદાસ.—૩૬.

હરજીવન કુબેરજી.—૧૩.


